કાનૂની ફૂલ પુસ્તકમાળા નંબર. ૧૬,

# સુધારા દર્શક

અથવા

## સાર્વજનિક હિત સૂચક.

## ( ભાગ ૧-૨ )

દેશઉન્નતિ, સ્ત્રીકેળવણી, રાજનીતિ, અને
લોકનીતિ, (નીતિધર્મ) વગેરેનું દિગ્દર્શન.

નારાયણ હીરાચંદ કાનૂની ( ધારા શાસ્ત્રી )
ધર્મતત્ત્વ ભાસ્કર, જ્ઞાનનો બગીચો, જૈનકાયદાનુંબીજ તથા
બ્રિટીશકાયદાનું મથન, કાનૂનબોધક, કાયદાબોધક,
નીતિ વિજ્ઞાન, જૈન લૉ સૂચક, ઇત્યાદિ
ધર્મનાં નીતિનાં, અને કાયદાનાં, પુસ્તકો રચનાર.
એમણે લોક હિતાર્થે બનાવી પ્રસિદ્ધ કર્યું.

---

મુંબઈ:
સાક્ષર સહાયક પ્રજા પ્રબોધક મંડળીના છાપખાનામાં
બાબા સખાજી પ્રીંટરે ( પાન ૧ થી તે ૧૨
સુધી ) અને બીજું સર્વે ફ્રેંડ પ્રિંટીંગ પ્રેસમાં
સેમ્યુઅલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

---

ઈ. સન ૧૮૯૬ પ્રથમાવૃતી ૪૦૦૦ દર રૂ. ૦-૪-૦



કાનૂનીકૃત પુસ્તક લેનારે ધ્યાનમાં રાખવાના નિયમો.

૧ પુસ્તક લેનાર તે પુસ્તકપર લખેલી કિમ્મત આપવાને બંધાય છે.

૨ ગ્રંથકારના ખાસ લેખવિના પુસ્તક મફત સમજવું નહીં.

૩ પુસ્તક ગેરકાયદે આવેલું ન હોય તેની ખાત્રીને માટે પુસ્તક લેતી વખતે કાનૂનીની સહી યા શિક્કો જોઈને લેવું જોઈયે.

विषय. **सूची पत्र.** કલમો.



# પ્રસ્તાવના.

૧ સુધારો એટલે ચાલતી અનિષ્ટ વા અનીતિકારક પ્રવૃતી દૂર કરીને યા તેમાં ફેરફાર કરીને અથવા સુખદાયી નવીન ઉમેરો યા યોજના કરીને પરિણામે હિતકારક થાય એવી ઇષ્ટ પ્રવૃતી સ્થાપવી અને ચલાવવી એવા લક્ષણ સૂચક બહુ બાબતોનો સુધારો દરસાવવાના ઉદ્દેશથી મુખ્યતાએ સાર્વજનિક સંસારિક સુધારાની પ્રેરણાકારક દેશઉન્નતિ, સ્ત્રીકેળવણી, રાજનીતિ, અને લોકનીતિ, (નીતિધર્મ) યથાર્થ કેમ જોઇયે તેના દિગ્દર્શન તરીકે આ પુસ્તકની રચના તર્ક વિચાર તથા શોધનપૂર્વક થોડા લખાણમાં બહુ અર્થબોધક કરવામાં આવી છે અને તે તમામ ઠેકાણે એટલે રાજા અને પ્રજામાં સર્વજનોને (ન્હાના અને મ્હોટા તથા સ્ત્રી અને પુરૂષ એવાં સઘળી તરેહના માણસોને) ઉપયોગી તથા હિતકારક થઇ પડે એવી બાબતો તેમાં સારી ગોઠવણથી યુક્તિપૂર્વક દાખલ કરેલી છે.

૨ આ પુસ્તક વડે વાંચકોને પોતાનું તથા બીજાઓનું હિત કરવાનો માર્ગ જડશે તથા પરિણામે સાર્વજનિક સુખવૃદ્ધિ થશે એવી ઉમેદ રહે છે. **કાનૂની (ગ્રંથકર્તા)**

ગોતમજી 533

# સુધારા દર્શક.

સત્યશીલ અને સમભાવ એ ગુણોપૂર્વક જે સર્વજ્ઞ હોય તેમને હું (ગ્રંથકર્તા) નમસ્કાર કરીને ગ્રંથારંભ કરૂછું.

## વિભાગ ૧ લો.

## દેશ ઉન્નતિ.

૧. **દેશ ઉન્નતિ**—એટલે સ્વદેશમાં રૂડીરીતે ઉચ્ચીસ્થિતિ આણવી, જેમકે સ્વદેશી લોકોમાં ધન, ધાન્ય, ઐશ્વર્ય, સમૃદ્ધિ, આરોગ્યતા, વિદ્યા, હુન્નર, કળા, કુશળતા, વિવેક, સારાવિચાર, સત્યભાષણ, સદ્વર્તન, સુલેહ, શાન્તિ અને મૈત્રીભાવની વૃદ્ધિપૂર્વક ભોગ ઉપભોગાદિ પદાર્થની જોઇયે તેવી અનુકુળતા ઇત્યાદિ સર્વ સુખાકારી સૂચક દેશ સારી હાલતમાં આવે તેનું નામ દેશઉન્નતિ જાણવું અને તેમાં હિન્દુસ્તાનને લાગુ પડતી આ પુસ્તકમાં જણાવેલી સાર્વજનિક હિતકારક યોજનાઓ સમાય છે.

૨. ઘણું કરીને હિન્દુસ્તાનના લોકોની હાલત જેવી સુખમય જોઇયે તેવી ઉત્તમ દીસતી નથી, તે બાબતમાં દેશ કાળાનુસાર વિચાર કરતાં હિન્દુસ્તાનની હાલતના સુધારા માટે આ નીચે લખ્યા પ્રમાણે યોજનાઓ કરવી ઉચિત જણાય છે.

૩. દેશસુધારાના બીજ રૂપ પ્રથમ કરવાયોગ્ય જરૂરનું કર્ત્તવ્ય એ છે કે યોગ્ય યોગ્ય ઠેકાણે ન્હાની ઉમરના એટલે આ પ્રસંગે પાંચ વર્ષથી માંડીને ૧૮ વર્ષ સુધીની ઉમરના છોકરાઓને માટે બોરડિંગ સ્કૂલો સ્થાપન કરવી, કે જેમાં છોકરાઓને રેહેવાનું, ખાવા પીવાનું, ન્હાવા ધોવાનું, સુવાનું, વિદ્યાભ્યાસ કરવાનું, અનુભવપૂર્વક કળા કૌશલ્ય શિખવાનું, યોગ્ય કસરત કરવાનું, ઇત્યાદિ કામ નિર્દોષપણે બહુલાયક માસ્તરોની દેખરેખમાં થતાં છોકરાઓ આડેમાર્ગે ન જઇ શકે એવો સારો બંદોબસ્ત રહે.

૪. જે વિદ્યા ભણવામાં જેનું મન પ્રબળ હોય તે વિદ્યા તેને અનુભવી ધોરણથી ઉક્ત સ્કૂલમાં શિખવવી જોઇએ.

૫. સદરહુ બોરડિંગ સ્કૂલને માટે જેનાં ગુણ કર્મ સ્વભાવ ઉત્તમ છતાં બુદ્ધિજ્ઞાન પ્રબળ હોય એવા પુરૂષો શોધી કાહાડીને એ સ્કૂલમાં શિક્ષકની જગાએ નિમવા જોઇએ.

૬. એ પ્રમાણે બોરડિંગ સ્કૂલો થવાથી તેનું ફળ એ થવાનું કે તેમાંના છોકરાઓ સારીરીતે નીતિમાન, વિદ્યાવાન, કુશળ પુરૂષાર્થી થતાં તેઓ પોતાની તથા દેશની ઉન્નતિ કરી શકશે.

૭. વર્તમાનમાં ચાલતી સ્ત્રીકેળવણીની રીતિ યથોચિત જોઇએ તેવી દિસતી નથી એ માટે સ્ત્રીકેળવણીના ધોરણમાં ઘટતો ફેરફાર થતાં ખાસ રીતનું બંધારણ થવું જરૂરનું છે, અર્થાત્ પતિવ્રતા સ્ત્રી-વત સદાચરણ પાળવું, પાકવિદ્યા સહ ગૃહવ્યવસ્થા સારી રીતે ચલાવવાની ચતુરાઈ, સભ્યતા, વિનય અને સત્યતાદિ નીતિધર્મ તથા સ્ત્રીઓને લાયક હોય એવી કળા કૌશલ્ય ઇત્યાદિ બની શકે તેટલે દરજ્જે સ્ત્રીઓને શિખવવું જોઇએ અને તે એવા બંદોબસ્તથી કે તેમાં ગેરવર્તન ન થવા પામે.

ટીકા.

(ક) છોકરીઓને કેળવણી આપવાનું જે ધોરણ વર્તમાનમાં ચાલેછે તે તારીફ લાયક મનાતું નથી અને જ્યાંસુધી સ્ત્રીઓમાં જોઇએ તેવી લાયકી તથા ચતુરાઇ નહી આવે, ત્યાંસુધી તેમનાથી જન્મેલી પ્રજા બહુ ઉત્તમ નિવડવી મુશકેલ છે.

(ખ) અજ્ઞાન અને ગેરસમજુ સ્ત્રીઓના માઠાં ગુણ કર્મ સ્વભાવ વડે કરીને તેણીઓના પતિ દુ:ખી હાલતમાં હોય છે અને તેથી તેઓ પુરૂષાર્થ સાધવામાં જોઇએ તેવા પ્રબળ (શક્તિમાન) થતા નથી એટલા માટે એ વાત જરૂરની છે કે સ્ત્રીઓના ગુણ કર્મ સ્વભાવ દુરસ્ત થાય તથા તેણીઓ સાફ દીલથી સરલપણે સન્માર્ગાનુયાયી વર્તે એવો તેમને પ્રબળ બોધ થવો જોઇએ.

(ગ) બોધિત સ્ત્રીઓ સન્માર્ગમાં રહે એવી બરાબર સભાળ રાખવાનું કામ તેઓના પતિ અથવા બીજા રક્ષક પુરૂષોનું છે.

(ઘ) છોકરીઓને તથા બીજી સ્ત્રીઓને, કોઈપણ ગેરચાલના માણસનો પ્રસંગ પડવા દેવો નહી અને જે સ્ત્રીનાં ગુણ કર્મ સ્વભાવ ઉત્તમ હોય તેની દેખરેખમાં છોકરીઓને તથા બીજી સ્ત્રીઓને રાખવી.

(ઙ.) લગ્ન કરવાનું મુખ્ય પ્રયોજન વિચારતાં એમ સમજાય છે, કે ધણી વિનાની સ્ત્રી ને સંતતિ થાય, તો તે સંતતિનો મુકરર બાપ કોણ તે કહી શકાય નહી તેથી એવી શંકા ભરેલો અનવસ્થિત દોષ ટાળવો એ મુખ્ય હેતુ લગ્ન કરવામાં સમાએલો છે. એ ઉપર દંપતિએ પૂર્ણ ધ્યાન રાખવું યોગ્ય છે. અર્થાત્ સ્ત્રી પોતાના ધણી શિવાય બીજાકોઈ પુરૂષનો સંગ ન કરે, તેમજ પુરૂષ પોતાની સ્ત્રીવિના બીજી કોઇ સ્ત્રીનો સંગ ન કરે, એ સદાચરણના નિયમ બરોબર સાચવવાથી તેમની પ્રજા નિર્દોષ તથા સદ્ગુણી થશે.

૮. જે ધનવાન લોકો આ દુનિયામાં પેદા થવાનું તથા ધન પામ્યાનું સાર્થક કરવા ચહાતા હોય તેમણે પોતીકા ધનનો સદ્‌ઉપયોગ કરવાને માટે ખાસ ઉદારતાથી પોતાની દોલતનો ઉચિત ભાગ અથવા પોતાની મરજી મુજબ નાણાની રકમ ઉપલી ત્રીજી કલમ પ્રમાણેની બોરડિંગ સ્કૂલને અર્થે તથા ૭ મી કલમમાં કહેલી સ્ત્રીકેળવણીની શુદ્ધિને અર્થે આપવી એ અત્યુત્તમ (કલ્યાણકારી) છે.

૯. યાદ રેહેવું જોઇએ કે છોકરા છોકરીઓ અને બીજી સ્ત્રીઓને સુધારવાનું, તથા તેમને લાયક બનાવવાનું પેહેલા નંબરનું સાધન અને દેશઉન્નતિનું મૂળ બીજ પુરૂષાર્થ સાધન યોગ્ય એજ છે, કે જે ઉપર ત્રીજીથી સાતમી કલમ સુધીમાં બતાવવામાં આવ્યું છે.

૧૦. હરએક પ્રકારની હુન્નર કળાઓ વધારતાં સન્માર્ગાનુયાયી ઉદ્યમની વૃદ્ધિ એવીરીતે કરવી જોઇએકે જેથી શીઘ્રપણે દેશઉન્નતિ થાય.

### ઉદાહરણ.

(ક) ન્હાનાં અને મ્હોટાં ઘડીઆલો બનાવવાનાં કારખાનાં કહાડવાં.

(ખ) આર્ય ઔષધો બનાવવાનાં કારખાનાં કાહાડવાં.

(ગ) છાપવા તથા લખવાને ઉપયોગી એવા સારા મજબુત કાગળો બનાવવાનાં કારખાનાં કાહાડવાં જેમકે વર્તમાનમાં કલકતા વગેરે ઠેકાણે કાગલો બનાવવાનાં કારખાનાં ચાલેછે એ સંબંધી વધારે શોધન પૂર્વક જ્યાં જરૂર દેખાય ત્યાં એવાં બીજાં કારખાનાં બનાવવાં એ ઉદ્યમ વૃદ્ધિકારક છે.

૧૧ કેટલાક લોકો બાળલગ્ન એટલે કન્યાનું લગ્ન, તેની ઉમર ૧૩ વર્ષની અંદર છતાં અને છોકરાનુ લગ્ન તેની ઉમર ૧૮ વર્ષની અંદરમાં કરે જાય છે, એનું પરીણામ કેળવણી વિરૂદ્ધ તથા પુરૂષાર્થ બિગાડ રૂપ થાય છે, વળી એવી અપરીપકવ સ્થિતિના લગ્નસંબંધથી નિષ્પન્ન થતી સંતતિ અશક્ત, વ્યાધીયુક્ત અને બીજી રીતે નાદુરસ્ત હોય છે' ઇત્યાદિ કારણોથી એ વાત જરૂરની છે, કે બાળલગ્નનો ચાલ જેમ બને તેમ બંધ કરવો.

૧૨. કન્યાની ઉમર કરતાં વરની ઉમર વધારે જોઇએ; પણ કેટલે સુધી વધારે હોય તો તે યોગ્ય ગણાય, એ વિષે સમજુ માણસોનો અભિપ્રાય એવો છે, કે કન્યાની ઉમર કરતાં વરની ઉમર ઓછામાં ઓછી ૫ વર્ષ અધિક હોય અને વધારેમાં વધારે ૨૫ વર્ષ અધિક હોય તો બસ છે. એ ઉપરાંત નહીં જોઇએ.

### ઉદાહરણ.

(૧) જ્યારે કન્યાની ઉમર ૧૩ વર્ષની હોય, ત્યારે તેને માટે વરની ઉમર ૧૮ વર્ષની હોય તો તે લગ્ન યોગ્ય છે

(૨) કન્યાની ઉમર ૧૮ વર્ષની હોય, ત્યારે વરની ઉમર ૨૩ વર્ષની અથવા વધારેમાં વધારે ૪૩ વર્ષની હોય, તો તે લગ્ન થઇ શકે.

૧૩. કોઇપણ પુરૂષે પોતાની (લગ્નની) એક સ્ત્રીની હયાતીમાં પાકા વ્યાજબી કારણ શિવાય બીજી સ્ત્રી કરવી નહી જોઇયે.

**દૃષ્ટાંત.**

જ્યારે હયાતસ્ત્રી લુલી, આંધલી અથવા અર્ધનાર, એટલે સ્ત્રીભૂત જોઇયેતેમ ઉપયોગી ન થઇપડે, એવી અથવા, પતિથી બહુ વિરૂધ્ધ દુ:ખદાયક હોય, તો તે પુરૂષને બીજી સ્ત્રી કરવાનું વ્યાજબી કારણ છે.

૧૪. જેઓની સાથે પરસ્પર ભોજનનો પંક્તિવ્યવહાર હોય એવા સ્વધર્મી વર્ગમાં હરકોઈ ઠેકાણે ગુણ કર્મ સ્વભાવ રૂપ લાયકાત અને ઉમર તથા શરીરની સ્થિતિ એ વગેરે આવશ્યક ચોકસી કરીને જે લાયક વર કન્યાનું જોડું અનુકુલ મળી આવે, તેનો લગ્ન સંબંધ જોડવાની પૂરેપૂરી છુટ થવી મુનાસબ છે.

૧૫. લગ્ન નિમિત્તે બિન જરૂરી ધામધૂમ અને નિરર્થક ખર્ચ થાય છે તે (ઘટિત હોય તે કરતાં વધારે) ન કરવું શ્રેષ્ટ છે.

**ઉદાહરણ.**

(ક) લગ્ન પ્રસંગે દારૂખાનું છોડે છે તે બિન જરૂરી ધામધૂમ તથા નિરર્થક ખર્ચ છે.

(ખ) લગ્ન પ્રસંગે વેશ્યાઓનો નાચ કરાવવા વગેરેમાં ધન ગુમાવવું ફોગટ તથા દોષયુક્ત છે.

(ગ) લગ્ન સંબંધે બહુ ભારે ઠાઠથી વરઘોડો કહાડવો, એ બિન જરૂરી ધામધૂમ છે અને તેને લીધે જેટલું વધું ખર્ચ થાય તેટલું નિરર્થક જાણવું.

(ઘ)કેટલેક ઠેકાણે લગ્નમાં હાથીદાંતનો ચૂડો બનાવીને કન્યાને પેહેરાવેછે અને લગ્ન થયા પછી પણ સ્ત્રીઓ તેવો ચૂડો પેહેરે છે. એ રૂઢી દુરસ્ત નથી, કેમકે પ્રત્યક્ષ તે વસ્તુ પંચેન્દ્રિય મ્હોટા જીવના શરીરજન્ય છે અને બાજે વખતે એવા દાંતના વ્યાપાર નિમિત્ત હાથીની ઘાત કરવાનો મ્હોટો દોષ પણ થઇ પડે છે. એમ સાંભલવામાં છે, ત્યારે જરૂર કરતાં વધુ ખર્ચ કરીને એવી સદોષ વસ્તુ ગ્રહણ કરવી અને તે વસ્તુ (દાંત)નો ચૂડો પેહેરવો એ અનાવશ્યકતા ભરેલું નિરર્થક ખર્ચકારક અનુચિત કામ છે, માટે અવસ્ય તે રૂઢી બંધ કરીને તેને બદલે શ્રીફળના પૂટનો ચૂડો ઉપયોગમાં લેવો, અથવા સોના રૂપાની, યા ગિલ્ટવાળી બંગડીઓ પેહેરવાનો રિવાજ પ્રવર્તાવવો જોઇયે.

(૧૦)લગ્ન નિમિત્તે અથવા સ્ત્રીને સિમંત આવે તે પ્રસંગે, જમણ સંબંધી જરૂર કરતાં વધારે ખર્ચ કરવામાં આવેછે, તે વધારા પૂરતું નકામું જાણવું.

૧૬ લગ્ન સંબંધી ચાલતી અયોગ્ય રીતિઓ આ નીચે બતાવી છે તે નાપસંદ કરવા યોગ્ય છે માટે બંધ થવી જોઇયે.

(૧) કન્યાનું લગ્ન કરવાના બદલામાં વરવાલાની પાસેથી કન્યાવાલા નાણું લે તે અનાચારમય છે.

(૨) લગ્ન નિમિત્તે કન્યાવાલા પાસેથી વરવાલા પેહેરામણી વગેરેનાં નામથી નાણું લે છે તે દુરસ્ત નથી.

(૩) વય, બુદ્ધિ, જ્ઞાન અને શરીરની સ્થિતિ, એ બાબતોમાં કન્યાનું યોગ્ય જોડું ન જોતાં એક બીજાથી વિરૂદ્ધપણે કજોડામય લગ્ન કરવું, તે અનુચિત લગ્ન કેહેવાય.

(૪) કેટલેક ઠેકાણે જ્ઞાતિ બંધન વડે ઉચિત લગ્ન થઇ શકતું નથી. એવી હરકતો જેમકે ભોજન વ્યવહાર હોય ત્યાં કન્યા વ્યવહાર થવામાં જે રોકાવટ નડેછે, તે તથા કેટલેક ઠેકાણે નિમેલી સંકુચિત હદની બાહેર કન્યા ન દેવી એવી અયોગ્ય બંધી કાહાડી નાંખવા યોગ્ય છે.

(ટીકા.)

કન્યાની ઉમર ૧૩ વર્ષની અંદર અને વરની ઉમર ૧૮ વર્ષની અંદર હોય, એવી સ્થિતિમાં તેમનું જે લગ્ન કરવું, તે ૧૧ મી કલમ પ્રમાણે બાળલગ્ન અનુચિત જાણવું.

૧૭. ઉપર લખવામાં આવી નહોય એવી જેજે બાબતો લગ્ન સંબંધી અયોગ્ય દેખાય, તેમાં ફેરફાર કરીને નીતિરક્ષણ તથા બીજા ફાયદાના હેતુથી ઉચિત હોય, એવી રીતિ પ્રવર્તાવવી જોઇયે.

દ્દષ્ટાંત.

જેનું લગ્ન કરવાનું હોય, તેની સમ્મતિ પૂર્વક તે લગ્ન થવું જોઇયે. તેમ છતાં ઘણું કરીને છોકરા છોકરીનાં લગ્ન તે છોકરા છોકરીની સમ્મતિ લીધાવિના કરવામાં આવે છે; તે વ્યાજબી નથી. માટે જેની તેની સમ્મતિ લેઇને લગ્ન કરવાનો રિવાજ રાખવો જોઇયે અને જેનું લગ્ન કરવાનું હોય, તેની ખુશી ના હોય, તો તેનો યોગ્ય નિર્ણય થતાંસુધી, તેનું લગ્ન તહકુબ રાખવું જોઇયે.

૧૮. ન્હાનીઉમરના એટલે આ પ્રસંગે ૧૬વર્ષની અંદરની વયના બાલકોને ઘરેણાનો વિશેષ કીમતી પોશાક પેહેરાવવાનો ચાલ બહુ જોખમ ભરેલો છે. તે એટલેસુધી કે કોઈ વખતે ચોરાદિ અનિષ્ટ પ્રસંગે તે ઘરેણું યા તે બાલક, અથવા એ બેઉનો ગમેતે પ્રકારે વિયોગ થઈપડે, એવો ભયંકર સંભવ માનવો પડેછે. તેથી એવો ચાલ પસંદ કરવા યોગ્ય નથી, માટે તે રૂઢી જેમ બંધ પડે, તેમ કરવું સલામતી ભરેલુ છે. એમાં છુટ એટલી રેહેવી જોઇશે, કે દીવાલી વગેરે મ્હોટા તેહેવાર હોય, ત્યારે અથવા લગ્નાદિ ખાસપ્રસંગે જો માબાપોનો આગ્રહ હોય તો તેમણે બહુ સંભાલ ભરેલી રીતે પોતાની નિગ્રેબાનીમાં રહે, એવી ગોઠવણથી માત્ર પ્રયોજન પૂરતા વખત સુધી પોતાની શક્તિ માફક ઉચિત હોય એવું ઘરેણું ફકત પોતાની માલીકીનું હોય, તેજ, પણ બીજા કોઈનું નહોય એવું શોભે તેમ પેહેરાવવું, પછી દરકાર મટેથી તે પાછું કઢાવીને માબાપોએ તપાસી લેઇ પોતિકા યોગ્યસ્થલે ઠીક બંદોબસ્તથી રાખવું.

૧૯. વર્તમાનમાં હિન્દુસ્તાનના જુદાજુદા ભાગોના લોકોમાં પોતપોતાની રૂઢીને અવલંબીને માણસોનો પોશાક ભિન્નભિન્ન પ્રકારનો દેખાયછે. એ સંબંધી ઘણા સવાલો પેદા થાયછે, માટે આખા હિન્દુસ્તાનમાં સ્ત્રી અને પુરૂષની ભિન્નતા સૂચક સામાન્યરીતે કેવો પહેરવેશ હોય, તો તેથી શારીરરક્ષણપૂર્વક સભ્યતા તથા મર્યાદા સચવાતાં શોભિત દેખાય, એ વિષે બહુ શોધન તથા વિચારથી નિર્ણયકરી યથાયોગ્ય સુધારો પ્રવર્તાવવો દુરસ્ત છે અને એમાં પેહેરવાનાં કપડાં બહુ ઝીણાં ન હોય એવાં જોઇયે.

## ઉદાહરણ.

(ક) પુરૂષોએ પોતાના પગની ઘુંટીથી કમર સુધી પાયજામો પેહેરવાનો રિવાજ હિન્દુસ્તાનના ઘણાભાગમાં ચાલેછે તે દુરસ્ત છે. પણ તેની અંદર લગોટી રાખવી જોઇયે.

(ખ) કેટલેક ઠેકાણે પુરૂષને માથે બહુ મ્હોટી તથા વધારે વજનની પાઘડી રાખવામાં આવેછે. તેટલી બધી આવશ્યકતા માલુમ પડતી નથી. ખરી જરૂર વિચારતાં એમ સમજાયછે, કે પુરૂષને માથે સીત ઉષ્ણ (ઠંડી અને તાપ) વગેરેના બચાવ યોગ્ય અને બીજીરીતે શરીરનું ઉત્તમઅંગ મસ્તક છે તેના રક્ષણાર્થે હલકા વજનની ટોપી પેહેરવી દુરસ્ત છે.

(ગ) જેઓ પોતાને મસ્તકે પાઘડી પેહેરવી અવસ્ય માનતા હોય, તેમણે બહુ હલકા વજનની તથા સુંદર દેખાય એવી પોતપોતાની યોગ્યતા માફક ઉચિત કિમ્મતની પાઘડી પેહેરવી એ ઠીક છે.

(ઘ) સ્ત્રીઓના પોશાક વિષે સ્ત્રીકેલવણી પ્રકરણમાં કલમ ૧ નું પાંચમું ઉદાહરણ જોવું.

૨૦ દેશઉન્નતિના કારણસર હિન્દની તમામ પ્રજાએ એક મતથી હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થએલો માલ વાપરવાના ઉપયોગમાં લેવો લેવરાવવો ઉચિત્ત છે, અન્યથા ઈતર દેશનો માલ પાકા કારણ શિવાય લેવો નહી, તેમજ લેવરાવવો નહી એવો પ્રબંધ જોઇએ.

આ વિષે નેપાલ તથા જોધપુર બે રાજ્યસ્થાનોમાં રાજ્યસત્તા દ્વારાએ બંદોબસ્ત થએલો છે તેનું અનુકરણ બીજાં દેશી રાજ્યોમાં થવું ઉચિત્ત છે.

૨૧. માણસ મરી ગયા બાદ તેને માટે બિનજરૂરી ક્રિયાદ્વારે તથા જમણનું વિશેષ ખર્ચ કરવામાં આવેછે, તેને બદલે તેવો અંગ્રેજ કેળવણીમાં, અથવા વિદ્યા જ્ઞાન બોધક પુસ્તકોમાં, યા દાનાદિ શુભમાર્ગમાં લગાવવો હિતકારી છે એ વિષે બનતા પ્રયત્નથી સુધારો થવો જોઇયે.

૨૨. માણસના મરણ બાદ તેને માટે કેટલેક ઠેકાણે (બહુધા ગુજરાત કાઠીઆવાડ વગેરેમાં) રોવા કુટવાનો હાનિકારક ચાલ ચાલે છે તે જેમ બને તેમ બંધ કરવો.

૨૩. ગમે તેવું મરણ થયું હોય તોપણ તેને માટે ત્રણ મહિનાથી વધારે મુદત સુધી શોક રાખવો નહી જોઇયે.

૨૪. છોકરા છોકરીઓને ભણાવવાની શાળાઓ શિવાય નીતિ બોધને માટે ખાસ નીતિશાળાઓ સ્થાપવી તથા તેમાં સન્માર્ગ વર્ત્તનની ટેવ પડે એવું ધોરણ જોઇયે.

૨૫. યોગ્યયોગ્ય સ્થલ ઉપર રસાયનવિદ્યા શિખવાની શાળાઓ સ્થાપવી.

૨૬. ભણવાની દરેક સ્કૂલની જોડે યથોચિત લાઇબ્રેરી જોઇયે.

૨૭. વિદ્યાર્થીઓને નિપુણતા યોગ્ય પદાર્થવિજ્ઞાન, શારીરશાસ્ત્ર, વૈદ્યકવિદ્યા, રસાયનવિદ્યા, યંત્રકળા, તર્કવાદ, કાયદા અને છેવટે આત્મજ્ઞાન યથોચિત બનીશકે તેટલું શિખવવું જોઇયે.

૨૮. દારૂ, તાડી, ગાંજો, વગેરે કેફી વસ્તુ તથા અફીણાદિ ઝેરી વસ્તુ, કે જેનું સેવન માણસોને ઘાતક અથવા નુકશાનકારક છે. તેવી વસ્તુઓ ફક્ત દવાસંબંધી ખાસ જરૂર શિવાય બીજી સર્વે બાબતમાં માણસો તથા જાનવરોના ઉપયોગમાંથી બાતલ કરવી જોઇયે.

૨૯. સટ્ટાનો વ્યાપાર જેકે જુગારથી ઉતરતા દરજ્જાના દૂષણ પૂર્વક એક બીજાના મનને વિકલ્પ દાયક અનુચિત છે, તે દેશઉન્નતિનો બાધક જાણીને વર્જવો જોઇયે.

૩૦. હિન્દુસ્તાનમાં બહુ તરેહની ભાષાઓ તથા લિપિઓ ચાલે છે, તેને બદલે દેવનાગરી લિપિ, તથા હિન્દુસ્તાની અને સંસ્કૃત, એ બે ભાષાઓ આખા હિન્દુસ્તાનમાં સર્વત્રઠેકાણે પ્રવર્તાવવી દુરસ્ત છે.

૩૧. વજન તોલવાનું ધોરણ હિન્દુસ્તાનમાં સઘળે ઠેકાણે એક સરખું નહી છતાં, જુદીજુદી રીતનું ચાલેછે. જેમકે એકશેર મુંબઈ શેહેરમાં બહુધા ૨૮ રૂપિયાભાર, તથા દુધને માટે ૫૬ રૂપિયાભાર, એમ અનેક રીતે છે અને અમદાવાદમાં ૪૦ રૂપિયાભાર, મારવાડમાં ૧૦૦ રૂપિયાભાર અને પુણા તથા હિન્દુસ્તાનના પૂર્વભાગમાં ઘણેઠેકાણે તથા સઘળી રેલવે ઑફીસોમાં ૮૦ રૂપિયાભારનો શેર, એ પ્રમાણે અનિયમિત પણે ચાલતો હોવાથી લોકોને ઘણી અગવડ પડેછે અને તેણે કરીને કેટલાક અજાણ માણસો મુસાફર વગેરે ઠગાય, એ સંભવિત છે. ઇત્યાદિ કારણોથી એ વાત જરૂરની છે, કે આખા હિન્દુસ્તાનમાં સઘળે ઠેકાણે રેલવેના ધોરણ પ્રમાણે કલદાર રૂપિયા ૮૦ ભારનો એકશેર અને તેવા ૪૦ શેરનો એક મણ, એ પ્રમાણે ચોકસ નિયમિત રીતે તોલવાનાં કાટલાં વજન તોલવાના ઉપયોગમાં લેવરાવવાં જોઇયે.

એવું એકસરખું ધોરણ સર્વત્ર ચાલવાથી લોકોને તે સંબંધી આસાની તથા સુગમતા થશે અને મુસાફરો વગેરેને નુકશાનનો સંભવ ટળશે.

૩૨. એજ માફક કાપડ વગેરે ભરવાનું માપ યાર્ડ ( વહાર ) ફૂટ, ઈંચ વગેરે અને દુધ, તેલ વગેરે પ્રવાહી પદાર્થ તોલવાના સંબંધમાં આસાંની યોગ્ય વપરાતું માપ શેર, પાલી, વગેરે આખા હિન્દુસ્તાનમાં એક સરખા ધોરણથી ચલાવવું ઈષ્ટ છે.

૩૩. જરૂરી કાયદાના અજાણ માણસોને સાર્વજનિક કામમાં દરમહા રૂપિયા ૫૦ થી વધારે પગાર વાલી જગોએ રાખવા નહીં જોઇએ.

૩૪. જે પ્રજા જે રાજ્યને તાબે હોય તે રાજ્યના કાયદાથી તેમણે વાકેફ રેહેવુ જોઇએ.

૩૫. રાજ્યના નોકરોએ નિષ્પક્ષપાતપણે તથા પ્રમાણિકપણાથી પોત પોતાનું કર્તવ્ય સ્ફુરતાઇ અને સાવધાનીથી ડાહાપણ ભરેલી રીતે બજાવવુ તથા લાંચ, રૂશવત, સિફારસ, તરફદારી અને દ્વેષ ભાવ એ બાબતોનો તદન ત્યાગ કરવો.

૩૬. તમાસગિર વગેરે જેઓ પોતે પુરૂષ છતાં, બીજા પ્રેક્ષક લોકોને મોહિત ચાલાકીના તોરપર તમાશો દેખાડવાને માટે સ્રીનો વેષ ધારણ કરે છે, તે કુદરતી નિયમનો ભંગ તરીકે અનુચિત હોવાથી નાપસંદ કરવા યોગ્ય છે, કેમકે કુદરતી નિયમથી માણસને જે પુરૂષપણું બક્ષેલું હોયછે , તેના આચ્છાદન તરીકે એ કામ પુરૂષના ભૂષણ વિરૂદ્ધ છે અને એથી કરીને માણસોની નીતિમાં બિગાડ થવાનો સંભવ મનાય છે, એટલા માટે ધર્મના આગ્રહી કારણ શિવાય બીજી કોઇપણ બાબતસર કોઇપણ પુરૂષે સ્ત્રીનો વેષ ધારણ કરવો નહીજોઇએ અને એ અર્થે હિન્દુસ્તાનના ફોજદારી કાયદામાં પુષ્ટીકારક નિયમ દાખલ થવો મુનાસબ છે.

૩૭. જે જાનવરોની હયાતીથી ખેતીવાડીમાં તથા બીજી અનેક રીતે માણસોના કામકાજમાં, તેમની હાજતો પૂરીપાડવામાં મદદ મળેછે, એવાં સુખસાધન ભૂત ઉપયોગી જાનવરોનો કોઇ નાશ નકરે, તથા તેનાઉપર ઘાતકીપણું ન ગુજરે એવો પૂર્ણ બંદોબસ્ત થવો જોઇયે.

## ટીકા.

જાનવરોના મરણથી તેમના શરીર જન્ય મેળવેલું ચામડું સીંગડું અને દાંત એ વસ્તુઓ આર્ય જનોના વાપરમાં ન લેવી એ તે જાનવરોના રક્ષણિક હેતુને પુષ્ટીકારક છે.

## ઉદાહરણ.

(ક) કેટલાક આર્ય વ્યાપારી લોકો પોતાના હિસાબ વગેરેના ચોપડાઓને ચામડાનાં પુઠાં બંધાવે છે તે ઉચિત નથી, માટે તેઓએ તેમ નહી કરતાં તે ચોપડાઓને જાડા કાગલ તથા મજબુત કપડાથી બનાવેલાં પુઠાં લગાવવાં જોઇયે અને ચામડાનાં પુઠાં બિલકુલ ઉપયોગમાં લેવાં નહી, એવો પ્રબંધ સર્વ આર્યોમાં થવો જોઇયે, જુઓ કે કલકતામાં અને આખા બંગાળ દેશમાં કપડાનાં પુઠાં વપરાય છે. વળી આખા હિંદુસ્તાનમાં દિગમ્બર જૈની લોકોમાં ઘણું કરીને કપડાનાં પુઠાં વાપરવાનો ચાલતો રિવાજ ઉત્તમ છે તેનું અનુકરણ સર્વ લોકોએ કરવું શ્રેષ્ટ છે.

(ખ) પગના રક્ષણકારક જોડા બુટ વગેરે પગે પેહેરવાની વસ્તુ શિવાય ચામડાની બીજી બનેલી વસ્તુ ( પાકીટો અને પેટીઓ વગેરે ) આર્ય જનોના વાપરમાં નહી આવવી શ્રેષ્ટ છે.

સાંભળવા પ્રમાણે ચીનદેશમાં પગના જોડાનાં તલીઆં લાકડાનાં છતાં આજુ બાજુનો બીજો સર્વ ભાગ કંતીઆનનો એવા જોડા પહેરેછે એમાં કંતીઆનનો વાપર પસંદ કરવા યોગ્ય છે.

(ગ) ચામડાનાં કુલ્લાં વગેરે કોઇ પણ ચામડાની વસ્તુમાં રાખેલું ઘી તેલ અને પાણી આર્યજનોના વાપરમાંથી બાતલ કરવું ઉચિત છે.

(ઘ) હિંગ જે કે ચાંમડાના સંયોગથી બને છે તે (હિંગ) આર્યજનોના ખાવા વગેરેના ઉપયોગમાં ન લેવી એ રીત પસંદ કરવા યોગ્ય છે.

(ઙ) જાનવરોનાં સીંગ ને કાંસકા કાંસકીઓ તથા હાથા વગેરે બને છે તે વસ્તુ આર્યજનોએ નહી લેવી ઇષ્ટ છે.

(ચ) હાથી દાંતના ચૂડા વગેરે આર્યજનોના ઉપયોગમાંથી બાતલ કરવા યોગ્ય છે.

૩૮ જ્ઞાતિ ભોજનમાં અથવા ધર્મનિમિત્ત કોઈપણ પ્રકારે સામુદાયિક વર્ગ યા મંડળીનું ભોજન કરવાને પ્રસંગે ચાલતી અનિષ્ટ વા હાનિકારક યા ત્રાસદાયક રૂઢીઓ (ટેવ) બંધકરીને શુદ્ધાચરણ રક્ષણ યોગ્ય સુગમતા તથા સ્વચ્છતા ભરેલો ઉચિત પ્રબંધ થવો જોઇયે.

**દૃષ્ટાંત.**

(ક) જમણ યા પાણી એંઠું હોય તે જે માણસનું એંઠું હોય તે શિવાય બીજા કોઇપણ માણસના ખાવા પીવાના ઉપયોગમાં લેવું એ સદોષિક યાને ઘણું અનુચિત છે એમ જાણીને તે વર્જવું.

(ખ) કેટલેક ઠેકાણે ઉંચજ્ઞાતીના ભોજનમાં માણસો જમી ઉઠતાં દરમિયાન નીચવર્ગનાં ભીખારૂ માણસો વચમાં પડીને મ્હોટો ત્રાસ આપે છે તે એટલે સુધી કે માણસોને જમતાં જમતાં ઉઠી જવું પડે છે એ વાત ઉંચવર્ગી સદાચરણને દુષિત કરનાર તથા મનને બહુ માઠું લાગવા લાયક છે એને માટે તે જ્ઞાતિવાલા-ઓએ પક્કો બંદોબસ્ત કરવો ઘટિત છે અર્થાત તે ભીખારૂ લોકો બિલકુલ વચમાં ન પડી શકે એવી સખત ગોઠવણ કરવી અને તેઓને કરૂણાદાન તરીકે પાછલથી હિલાયદું આપવાની રીત ચલાવવી.

યાદ રેહેવું જોઇયે કે પતરાલામાં જમનારા વર્ગમાં ભીખારૂઓ પડે છે અને તેથી ભ્રષ્ટાચાર થાય છે માટે પતરાલામાં જમવાની રૂઢી ફેરવીને તેને બદલે દરેક જમનાર માણસને સારૂ એક થાલી તથા મધ્યમ વાડકી જોઇયે, તેની ગોઠવણ કરવી.

(ગ) પોતાના જમણને માટે જોઇયે તે કરતાં કોઇ અધિક ભોજન દ્રવ્ય લેઈ એઠું કરે નહી એવી મજબુત બંધી કરવી.

(ઘ) દક્ષણી બ્રાહ્મણ લોકોમાં ભોજન કરનારી મંડળીને બેસવાની યુક્તિ તથા તેમનામાં ભોજન પીરસવાની ચાલતી સુગમતા ભરેલી રીતિ પસંદ કરવા યોગ્ય છે; માટે તેનું અનુકરણ બીજી કોઇપણ જ્ઞાતિ યા મંડળી અથવા વર્ગના ભોજન પ્રસંગે કરવું સારૂં છે.

(ઙ) જમવાના કોઇપણ એક ભાણામાં એકથી વધારે માણસોએ ભેગાં બેસીને જમવું એ દુરસ્ત નથી. એટલે દરેક માણસને જમવાનું ભાજન જુદું જુદું જોઇયે.

૩૯. હરેક દેશ સુધારકોએ ઈષ્ટહેતુની સિદ્ધિને અર્થે આ નીચે લખ્યા પ્રમાણે પ્રથમ કરવા યોગ્ય છે.

(૧) સન્માર્ગાનુયાયી ઉચિત રીતે પોતપોતાના દેશમાં સુલેહ સંપ કરવો કે જેથી લોકોમાં એક બીજાનું મન નહી દુખાતાં સુખ શાન્તિ રહે.

(૨) જેજે ઠેકાણે બુદ્ધિમાન, ધનવાન, વિવેકી સારા વિચારવંત, વિદ્વાન અને સદ્ગુણી માણસો હોય, તેમની સાથે મેળાપ કરીને, યા પત્રદ્વારા જરૂરની સલાહ, વિચાર, સમ્મતિ અને મદદ લેવી.

(૩) એવા મહાશયોની સભાઓ યોગ્ય યોગ્ય ઠેકાણે મુકરર કરવી કરાવવી કે જે પુરૂષાર્થ સાધનમાં પરસ્પર સહાયકારી થાય.

(૪) લોકોપયોગી કામના પ્રેરક ઉત્સાહી અને તેના ઉદ્યોગી તથા સન્માર્ગપ્રકાશક સારા ગ્રંથકારો એઓને પોતપોતાથી બનતો યોગ્ય આશ્રય આપવો.

(૫) જે જ્ઞાતિબંધન વડે માણસોની ઉન્નતિ થવાનો યા ઇષ્ટ-સંયોગનો માર્ગ રોકાય અથવા અધર્માચરણ પ્રવૃતે, નીતિનો ભંગ થાય, અગર માણસના યોગ્ય સ્વતંત્રપણામાં અડચણ આવે, એવાં દુઃખદાયક બંધનોથી મુક્ત થવું અને બીજાં જેજે ગેરરીતનાં યા અનિષ્ટ બંધનો જ્ઞાતિસંબંધી હોય, તેમાં ફેરફાર કરીને તે સુધારવાની પેરવી કરવી.

૩૦ રાજ્યસત્તા સંબંધી જે જે ધોરણ રીતિ અને પ્રવૃતિ વગેરે પ્રજાના હક્ક વિરૂદ્ધ અથવા બેમુનાસબ હોય, તે તથા રાજ્યકાયદાના જેજે નિયમો અને હુકમો અનુચિત યા ખામીયુકત હોય તે ફેરવવા, વા સુધરાવવા, કે ટાળવા અને જરૂર હોય તેવા નવા કરાવવા એ વિષે યોગ્ય ઉપાયો યોજવા.

## ઉદાહરણ.

આ નીચેની બાબતો બ્રિટીશહિંદિયાની તથા તેને અવલંબિત હોનારી રાજ્યસત્તાદ્વારા ધ્યાન દેવરાવવા યોગ્ય છે.

(૧) ઑનરેરી સબજડજો નિમવા અને તેમના ત્રણ વર્ગ પાડવા

(૨) વકીલોના ત્રણ દરજ્જા પાડવા અને જે મુખત્યારો તથા બીજા માણસો કાયદા કુશલ વ લાયક અને પ્રમાણિક હોય તેમને ત્રીજા દરજ્જાના વકીલ તરીકેની સનદો બક્ષવી.

(૩) જ્યાં ત્યાં સરકારી કોર્ટો તથા ઑફીસો બધી એકજ સ્થલે અને જેના તેના શેહેર કે કસબાની નજીકમાં જોઇએ.

( ૪ ) સરકારી હુદ્દેદારો તથા નોકરો સંબંધી પ્રમાણિકપણાની પરીક્ષાને માટે ખાસ જુદીરીતનો ધારો બાંધવો જોઈયે.

(૫) લાંચ રૂશવતના ગુન્હા જાહેરમાં આવતાં અટકે એવા નિયમો અર્થાત્ પીનલકોડ માહેનો જે ધારો લાંચ આપનારને સજા કરવા વિષે કલમ ૧૦૯–૧૧૬માં છે તે ફેરાવીને તેને માફી મળવા વિષે યોગ્ય નિયમ થવો જોઇયે.

(૬) મોતની શિક્ષા લાયક ગુન્હાઓ શિવાય બીજી ફોજદારી ફરીઆદો સાંભળવાને માટે [illegible] મુનસફો નિમવાનો [illegible] જોઇયે

(૭) કોર્ટો વગેરેમાં નકલો લેવાની અરજી પોષ્ટ માર્ગે મોકલવાની તથા તે નકલોની ફીવગેરે મનીઑરડરદ્વારા પહોંચાડવાની છૂટ જોઇયે.

(૮) અપીલમાં છેલી સુનાવણી બાબત પક્ષકારોને નોટીસ મળવી જોઇયે.

(૯) સ્ત્રીઓને ઘટિત હોય તે કરતાં વધારે છૂટ તથા છૂટાપણું બ્રિટીશ ઇન્ડિયાના કાયદામાં બક્ષેલું છે તે ફેરાવીને ઉચિત હોય તેટલું કાયમ રાખવું જોઇયે. (રાજ્યનીતિ અધ્યાય ૩ માં જુઓ.)

(૧૦) લેણુ દેણુના સંબંધમાં દીવાની હુકમનામાની બજાવણી સારૂ હુકમનામાના દેણદારને કેદ કરવાનો નિયમ વ્યાજબી નથી.

(૧૧) સ્ત્રી કબજે લેવાની ફરીયાદ બ્રિટીશઇન્ડિયાની કોર્ટોમાં દિવાની રાહે કરવી પડે છે તે વ્યાજબી નથી અને તેની બજાવણીનું ધોરણ પણ જોઇયે તેવું નથી. ખરી રીતે જોતાં એવી બાબતમાં ફોજદારી રાહે દાદ પહોંચે એવો ધારો જરૂરનો છે.

વડોદરા રાજ્યમાં સર ટી. માધવરાવના વખતમાં સરકુલર થએલો છે કે ફોજદારી રાહે સ્ત્રી કબજે અપાવવી એ નિયમ બહુ ડાહાપણ ભરેલો ઉચિત છે માટે તેનું અનુકરણ બીજાં રાજ્યોમાં કરવું યોગ્ય છે.

(૧૨) બ્રિટીશ ઇન્ડિયામાં રાજ્યસત્તાત્મક કાયદા કરવાનું ધોરણ હમેશાં એવું ચાલેછે કે એકેક ચાલુ કાયદા સંબંધી સુધારા વધારાના આકટો પ્રસંગોપાત અથવા અનાનુક્રમિક કાળાંતરે એક પછી બીજો એમ ઘણા થયા કરેછે તે એટલે સુધીકે જેની સંખ્યા એકેક કાયદાને માટે સુધારાના કાયદા દશ વિશ સુધી થઇ જાય છે તે સઘળાની યાદગિરી પ્રજાલોકોને બરોબર રહી શકે નહી, એથી કરીને લોકો કાયદાની ભૂલથાપમાં આવીપડે એવો સંભવ છે માટે સરકારે એવો પ્રબંધ રાખવો જોઇયે કે કોઈપણ એક ચાલુ કાયદાના સુધારા વધારા સંબંધે જ્યારે પાંચથી વધારે આકટો થાય ત્યારે મૂળ કાયદામાં તે સુધારા વધારાનો બધો ભાગ જેના તે ઠેકાણે જોડી દેઇને તે મૂળ કાયદો બિનચૂક બરોબર સુધારા પૂર્વક છપાઇને સરકારથી બહાર પડે.

(૧૩) બ્રિટીશ અને દેશી રાજ્યની આ હિન્દુસ્તાન માહેની સર્વ કોર્ટોમાં તથા બીજા સરકારી કામકાજમાં એક સરખી સામાન્ય રીતે હિન્દુસ્તાની ભાષા અને દેવનાગરીલિપી વપરાવવી જોઇયે.

(૧૪) ફરીઆદો સાંભળવાની મુદતો ઠરાવવા વિષે તથા જરૂરની બીજી બાબતો વિષે જે સ્થાનિક કાયદાઓ કરવામાં આવે તે શિવાય ફોજદારી દિવાની પુરાવો કરારઅને વિશેષન્યાય વગેરેના કાયદાઓનું ધોરણ આખા હિન્દુસ્તાનમાં એક સરખું ચાલવું જોઇયે.

(૧૫) જે જે મહાશયો સાર્વજનિક સુધારાના અગ્રેસર યા ઉપદેશક યા તેની પ્રેરણા કરનાર અથવા લોકોને નીતિમાર્ગ દર્શાવનાર યા લોકો ઉપર સારો ઉપકાર કરનાર (પરોપકારી) અથવા સત્યાર્થ ધર્મોપદેશક યા આત્મજ્ઞાન દાયક (સાધુ) હોય અથવા સુબોધકારક ઉત્તમ ગ્રંથો રચનારા એવા જે પ્રમાણિક હોય તેમને સુલેહના અમલદાર (જસ્ટિસ ઑફ ધી પિસ)ની પદવી સરકારે બક્ષવી જોઈયે અને સાર્વજનિક હિતકારક એવું કામ કરવાવાળા દરેક માણસને યોગ્ય મદદ આપવા વિષે સરકારે નિયમ ઠરાવવો જોઇયે.

(૧૬) જે તમાશાની કૃતી જોવાથી ન્હાની ઉમરના માણસોની યા બીજા પ્રેક્ષક લોકોની નીતિમાં બિગાડો થવાનો સંભવ હોય એવા તમાશાઓ ન થવા પામે એવો ધારો થવો જોઇયે.

૪૧. થોડી થોડી રકમની લેણદેણના મામલામાં ઘણા લોકો કોર્ટમાં ફરીઆદ લગાવે છે એણેકરીને વાદ વિવાદ વધી પડતાં બેઉ પક્ષકારના પૈસાની ખુવારી થાય છે. અને વળી એવા કામને લિધે તેમના ધંધા રોજગાર વગેરેમા કેટલેક દરજ્જે ખલેલ પંહોચે છે તથા મંનની વ્યાકુળતા થતાં સ્વધર્મ સચવાતો નથી ઈત્યાદિ ઘણા પ્રકારે ખરાબી તથા નુકશાન થાય છે એ બહુ દુઃખદાયક તથા ખેદકારક વાત છે સબબ પોતાનું હિતચિંતક સુજ્ઞ જનોને ઉચિત ભલામણ એ છે કે રકંમ રૂપીયા ૧૦૦૦ની અંદરની લેણદેણના મામલામાં કોર્ટને તસદી નહી આપતાં ઘરમેળે પંચ ઠરાવીને યા કોઇ સારા સમજદાર પ્રમાણિક માણસને વચમાં રાખીને આપસ આપસમાં તેનો નિકાલ કરાવી લેવો જોઇયે.

દેશ સુધારક સાહેબોને ઉચિત છે કે તેમણે પોતપોતાના દેશમાં આ વાતનો બંદોબસ્ત પોતપોતાથી બની શકે તેટલે દરજ્જે કરવો જોઈયે.

૪૨ રોગ થયાં પછી તેને દૂર કરવાના ઉપાય ભૂત દવાખાનાં સ્થાપેલાં છે તે તથા જરૂર હોય ત્યાં બીજાં સ્થાપવાં ઇષ્ટ છે તોપણ એથી વધારે શ્રેષ્ટમાર્ગ એ છે કે રોગ પ્રથમથી થવા ન પામે એવા ઉપાયોના નિરોગશાળાઓ સ્થાપન કરવી કે જે લોકોને વધારે સુખકારક પ્રિય તથા અગ્રેસર હિતાર્થે થઇ પડે એને માટે શારીરરક્ષણ વેત્તાઓ વગેરેએ ધ્યાન આપીને લોક કલ્યાણાર્થે જેમ બની શકે તેમ સુખદાયી યોજના કરવી ઉચિત છે.

૪૩ બહુ શોધનથી આર્ય ઔષધો બનાવીને તેના ગુણાનુક્રમે નંબર પાડવા અને આર્યવૈદ્યક ગ્રંથો દેશ કાળને અનુસરીને સુધારવા તથા વધારે સ્પષ્ટીકરણ પૂર્વક સુગમ કરવા.

૪૪ આર્યવૈદ્યોએ બહુ સંભાળ ભરેલી રીતે અનુભવપૂર્વક શસ્ત્રવિદ્યા શિખવી જોઇયે.

૪૫ આગ થયા પછી તેને હોલવવાના ઉપાયો યોજવામાં આવે છે તેને માટે જે જે સાધનો કાયમ છે તે તથા તેમાં શોધન વિચાર અને બુદ્ધિ જ્ઞાનથી અધિક તર સુગમતા પૂર્વક શીઘ્ર બચાવ નાં સાધનો કરવામાં આવે તો તે ઇષ્ટ છે પરંતુ એથી વધારે હિતકારક કરવાયોગ્ય એ છે કે આગ પ્રથમથી થવા નપામે એવી યોજનાઓ કરવી અર્થાત્ જ્વાલાગ્રાહી પદાર્થો (લાકડું વગેરે) મકાનોની અંદર જેમ બને તેમ ન વાપરવું અથવા ઓછું વાપરવું અને તેનેબદલે લોખંડનો તથા પથ્થર વગેરેનો નિર્ભયકારક સામાન વિશેષે કરીને ઉપયોગમાં લેવો. મકાનમાં યા તેની આસપાસ નજીકમાં લક્કડ વગેરે જરૂર કરતાં વધારે સિલ્લક ન રાખવુ ઇત્યાદિ પ્રકારે રાજ્યસત્તાદ્વારા બંદોબસ્ત થવો એ સલામતીનો માર્ગ છે.

૪૬ કેટલાક લોકો જીર્ણોદ્ધાર તથા જ્ઞાનમાર્ગની વાત એક બાજુ ઉપર મુકીને જરૂર કરતાં વધારે દેવાલયો (મંદિરો) બનાવવામાં અને તે સંબંધી બિનજરૂરી ક્રિયાદ્વારે તથા ધર્મ તત્ત્વના અજાણ-પણાથી અતી આડંબર ભરેલી બહુ ધામધુમ કરવામાં ધનનો મ્હોટો વ્યય કરેછે એના પરિણામે જ્ઞાનમાર્ગનું આચ્છાદન થતાં કેટલિએક ગેરવ્યવસ્થા સૂચક આશાતના (સદોષતા) નિપજેછે અને એવાં કામો જેટલે દરજ્જે સાર્વજનિક હિતકારક નથાય તેટલે દરજ્જે તે ધનનો અસદ્ઉપયોગ ગણાય માટે તેમ નહીકરતાં વિવેકપૂર્વક ડાહાપણ ભરેલી રીતે પોતિકા ધનનો સદ્ઉપયોગ કરવો એવી ભલામણ કરવામાં આવેછે.

## ઉદાહરણ.

### ધનનો સદ્ઉપયોગ થવાયોગ્ય.

(૧) ધર્મસંબંધી ન્યાયસૂચક તથા આત્મબોધાદિ બહુ જુના ઉત્તમગ્રંથોની પ્રતો તાડપત્રાદિ ઉપર લખેલી કે જેને બહુ લાંબો કાળ (સેંકડોવર્ષો) થઇ ગયાને લિધે બહુ જીર્ણ થઇ ગએલી હોય છે તેનો ફેર ઉતારો (નકલો) શુદ્ધતા પૂર્વક સુંદર અક્ષરોથી સારા મજબુત કાગલો ઉપર લખાવીને તેવા ઉપયોગી ગ્રંથોના સંગ્રહ રૂપ સાર્વજનિક પુસ્તકાલય કરવું અને તેમાંથી બહુઉપયોગી ગ્રંથો છપાવીને બહાર પાડવા એનેમાટે જે યોગ્ય ખર્ચ થાય તે તે ધનનો સદ્ઉપયોગ જાણવો.

(૨) સન્માર્ગ પ્રકાશક સારા ગ્રંથકારોને ઉત્તેજન આપવું અર્થાત્

(ક) સુબોધકારક ગ્રંથો તેમની પાસે રચાવવા.

(ખ) એવા ગ્રંથકારોએ રચેલાં સારાં પુસ્તકો મફત યા થોડા દરથી તેમને છપાવી આપવાં.

(ગ) એવાં પુસ્તકોની નકલો કદરદાનીપૂર્વક ઉદારતાથી ખરીદ કરવી.

ઇત્યાદિ પ્રકારો ધનના સદ્ઉપયોગમાં સમાય છે.

(૩) જ્ઞાનદાન, આહારદાન, ઔષધદાન, અભયદાન, અને સ્થાનદાન, ઇત્યાદિ પ્રકારોની દાનશાળાઓ સ્થાપન કરવી તથા તેને લગતી સહાયકારી બીજી યોજનાઓ કરવી એમાં ધનનો જે વ્યય થાય તે તે ધનનો સદ્‌ઉપયોગ જાણવો એની તપશીલ માર્ગદર્શક આ નીચેપ્રમાણે.

(ક) જ્ઞાનદાન એટલે પારમાર્થિક હેતુથી છોકરા છોકરીઓ વગેરેને સન્માર્ગ દર્શક નીતીજ્ઞાન તથા વ્યવહારોપયોગી વિદ્યા સાધારણ માનવધર્મ તથા આત્મજ્ઞાનદાયક યોજના ભરેલી જ્ઞાનશાળા વિદ્યાશાળા અને પુસ્તકશાળા સ્થાપન કરવી તે તથા વિદ્યાર્થી છોકરા છોકરીઓ અને બીજા લાયક માણસોને ઉચિત પુસ્તકો મફત યા જૂજ કીમતે આપવાં તથા જ્ઞાનસૂચક કોઇપણ શાળાઓમાં પુસ્તકો મફત આપવાં ઈત્યાદિ અનેક પ્રકારે સારાં પુસ્તકોનો બોહોળો ફેલાવો કરવો કરાવવો એમાં ગ્રંથકારોને સહાયભૂત કદરદાન થવું સમાય છે.

(ખ) આહારદાન એટલે આહાર સાધનના અભાવથી (ધન ધાન્યાદિ સામગ્રી ન મલવાથી) પિડિત હોય તેને તથા બીજા અશક્ત માણસોને અનુકંપાથી ઘટતું ખાવા પીવા વગેરે આપી પોષણ કરવું તે અને એ શિવાય બીજા ગુણવાન સુપાત્ર માણસોને ઉચિત રીતે ભક્તિભાવથી ખાવા પીવા વગેરે આપી ઉપકાર કરવો તે એ આહારદાનમાં વસ્ત્રદાન વગેરે કરવાનું સમાય છે.

(ગ) ઔષધદાન એટલે રોગ વ્યાધી અથવા બીજી કોઈપણ રીતે શરીરની અશક્તતા વગેરે દૂર કરવાને માટે જે ઈલાજો કરવા તે દવાખાનાં વગેરે સ્થાપન કરવા રૂપ એમાં વ્યાધી પ્રથમથી થવા ન પામે એવા ઉપાય યોજનારી નિરોગશાળાઓ સ્થાપવાનું સમાય છે.

(ઘ) અભયદાન એટલે બીજા જીવોને મરણના ભયથી અથવા બીજીરીતે શરીર મન આબરૂ યા મિલકતને નુકશાન સંબંધી કોઇપણ તરેહના ભયથી મુક્ત કરવા યા બચાવવા તે

## ઉપદૃષ્ટાંત.

જેનું જીવત્વ સંભવિત ભયકારક મનાય એવાં બાળકો અર્થાત્ ધણિવિનાની સ્ત્રીને અસદ્‌આચરણથી રહેલા ગર્ભનુ જન્મેલુ યા જનમવાનું બાળક એના રક્ષણ ભૂત અભયાશ્રમ વગેરેની યોજના કરવા એ અભયદાન સૂચક છે.

(ઙ) સ્થાનદાન એટલે પરદેશી યા મુસાફર વગેરે યા બીજા અશક્ત માણસોને ઉતરવાને સારૂ નિમેલા યોગ્યમુદત સુધી મફત વાપરવા દેવા માટે મકાનોની યોજના કરવી તે ॥ ઇત્યાદિ. ॥

ખુલાસો ૧ લો ઉપર ૩ ૭ કલમમાં કહેલી બોરડિંગ સ્કૂલો સ્થાપન કરવામાં અને તેની નિભાવણી કરવામાં તથા ૭ મી કલમ મુજબ સ્ત્રી કેળવણીની યથાર્થ યોજનામાં ધન ખર્ચવું તે તે ધનનો વર્તમાનમાં આવશ્યક સદુપયોગ છે.

ખુલાસો ૨ જો. ઉદ્યમ કરી શકે એવાં જે માણસોને ઉદ્યમ મળતો નહોય તેમને યોગ્ય ઉદ્યમમાં જોડી તેમના નિભાવયોગ્ય યોજના કરવી તે સંબંધી ધનનો જે વ્યય થાય તે સદુપયોગમાં સમાય છે.

ખુલાસો ૩ જો. વિધવાસ્ત્રીઓ આડેમાર્ગે નિર્વાહ કરવાનું નઇચ્છે તેને સારૂ તેમને નીતિશિક્ષણપૂર્વક ઉચિત ઉદ્યમમાં જોડીને તેમની નિભાવણી યોગ્ય યોજના કરવામાં ધનનો જે વ્યય થાય તે તે ધનનો સદુપયોગ છે.

(૪) સન્માર્ગદર્શક અથવા સાર્વજનિક હિતકારક હોય એવી કોઇપણ બાબતના સુધારા સારૂ ઉપદેશકો રાખવા વગેરેમાં ધનનો વ્યય થાય તે સદુપયોગ છે.

(૫) ધર્મની ઉન્નતિ કરવી એનો ખરો અર્થ વિચારતાં એમ સમજાય છે કે ધર્મસંબંધી લોકોની જુદીજુદી સમજ અને જ્ઞાનાંતરી સ્થિતીને લિધે યા ભિન્નભિન્ન મતિથી અથવા સમ્યક્જ્ઞાનના અભાવથી અગર કૂળ પરંપરા ચાલતી રૂઢીથી લોકોમાં મત મતાંતર ઘણા છે એનાં યથાર્થ મૂળકારણોનું પક્કુ શોધન શાસ્ત્રમથન તથા ચર્ચાવગેરે દ્વારા કરાવીને તર્ક, ન્યાય, યુક્તિ, પ્રમાણ, યા બુદ્ધિ, વગેરેથી કોઈપણરીતે ખંડન થઈ શકે નહી એવો ધર્મ કયો છે તેનો નિર્ણય કરવો કરાવવો જ્યાં ત્યાં જેટલે દરજ્જે ધર્મનો ખરો માર્ગ હાથ લાગે તે તે મેળવીને સંગ્રહ કરતાં નિર્ણિત ધર્મ લોકોમાં ફેલાવવો. શોધક અને વક્તા મહાશયો મારફતે તથા જરૂરનાં બીજાં પુસ્તકોદ્વારા એ સંબંધી જે ખર્ચ થાય તે તે ધનનો સદુપયોગ જાણવો.

૪૭ કોઈપણ ધર્મને અવલંબીને સાધુનો વેષ ધારણ કરનાર જે સમજુ પુરૂષો હોય તેઓના સમુદાય રૂપ સાધુસમાજ દરેક વર્ષમાં એકવાર અગાઉથી નિમેલી તારીખોએ મળવી જોઈયે અને તે સાધુવર્ગમાં જે જે મહાશયો જ્ઞાન, બુદ્ધિ વડે પ્રખ્યાત થએલા હોય તેમને એ સમાજમાં આવવાસારૂ કોઈ સાર્વજનિક હિતકારક નિયમિત વિષય તથા વખત સૂચવીને આમંત્રણપત્રિકાઓ બે મહિના અગાઉ પોહોંચાડવાની ગોઠવણ કરવી.

૪૮ ન્હાની ઉમરના છોકરાઓને કેળવણી આપવાના ચાલતા ધોરણમાં નીતિશિક્ષણના સંબંધમાં ઉમેરો કરવા લાયક અપરાધફળ સૂચક સાધારણરીતે ગુન્હાની શિક્ષાના માર્ગદર્શક તત્વોનો બોધ જેમકે

સામાન્ય મારામારી, ચોરી, ખોટા લેખ, ખોટી સાક્ષી, ઠગાઇ ઇત્યાદિ એવા ગુન્હા કરનાર કેવી શિક્ષાને પાત્ર થાય છે તેના દિગ્દર્શન રૂપ પીનલકોડ વગેરેના આધારથી કરવો હિતકારક છે કેમ કે એણેકરીને દોષિત વસ્તુનું પ્રત્યક્ષ રાજ્યસત્તાથી દુઃખદાયક મળતું ફળ તે બાળકોના સમજવામાં આવતાં અનીતિના માર્ગથી પાછા હટવાને તેમના દીલમાં અસર થશે. એનીસાથે નીતિજ્ઞાનનાં બીજા પુસ્તકો જોડતાં એ ઉમેરાને બદલે અનાવશ્યકવાલી બાબતો કમી કરવી જોઇએ.

એ શિવાય બીજા પણ જે જે સુધારા છોકરાઓને હિતકારક હોય તે કરવાના વિચાર પ્રેરક મેહેતાજીઓ તથા સમજુ વિદ્યાર્થિઓનું કૉનફરન્સ દરસાલ ભરવું ઉપયોગી છે.

૪૯ ધર્મવાદિ મહાશયોને ભલામણ કરવાની કે ધર્મનિમિતથી ચાલતી મતાંતરિક રૂઢીને બિન પરીક્ષાથી વળગી નહી રેહેતાં એવો નિશ્ચય ધારણ કરવો કે જેનામાં જેટલે દરજ્જે સત્ય શીલનો ભાગ હોય તેનામાં તેટલે દરજ્જે ધર્મત્વપણુ છે અન્યથા આગ્રહીપણુ વર્જવું અને એવી બાબતમાં જ્યારે જ્યારે વાદનો પ્રસંગ આવે ત્યારે ત્યારે સુલેહ સંપ રૂપ સુખ શાન્તિનો ભંગ ન થાય એમ ધ્યાન રાખીને વર્તવું જોઇયે.

૫૦ ધર્મસંબંધી તત્વાર્થ માર્ગદર્શક આ નીચે જણાવેલા મુદ્દા દરેક ધર્માવલંબી માણસે હમેશાં ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

(૧) ધર્મ એટલે કુદરતનો નિયમ તેને અનુસરીને સત્ય બોલવું સત્ય ચાલવું અને અસત્ય તજવું.

(૨) ધર્મનું બીજ એટલે સત્ય શીળ.

(૩) ધર્મના આધાર ભૂત યા ધર્મમાર્ગ દર્શક જે ચાર ભાવનાઓ આ નીચે બતાવી છે તે પ્રમાણે વર્તવું જોઇયે.

(ક) મૈત્રીભાવના અર્થાત્ જગતના સર્વે પ્રાણીઓને આપણા મિત્રવત માનવા.

(ખ) કરૂણાભાવના (પરદુઃખ નિવારણ કરવા રૂપ.)

(ગ) પ્રમોદ ભાવના (ગુણીજનો પર અનુરાગ વિશેષ રૂપ.)

(ઘ) મધ્યસ્થભાવના એટલે ક્રૂર કર્મ કરવાવાલાની ઉપર પણ દ્વેષ નહી કરતાં કર્મસ્વરૂપ ચિંતવવું તે.

(૪) મોક્ષ એટલે આત્માની સાથે અનાદિથી જોડાએલો શરીરાદિ સંબંધ તદન છૂટવો.

(૫) મોક્ષનું બીજ એટલે સમાનભાવ જેમકે મિત્ર, શત્રુ, વ સુખ, દુઃખ, અને તૃણ, રત્ન, ઉપર એકસરખો ભાવ રાખવો (રાગ દ્વેષ ન કરવો.)

(૬) મોક્ષમાર્ગ એટલે કર્મની નિર્જરા પૂર્વક નવીન કર્મ વર્જન રૂપ આત્મ સંવર કરવો તે.

(૭) સંસાર માર્ગ એટલે મોક્ષમાર્ગથી વિપરીતપણે કર્મ પ્રવર્તન કરવું તે.

(૮) આપ્ત એટલે જેમનામાં કોઈપણ રીતનું દૂષણ લાગુ પડે નહી એવા પૂર્ણ સમભાવ યુક્ત જે સર્વજ્ઞ (મહાસત્યવક્તા) હોય તે (એમનાં વચનો યથાર્થ માનવાં.)

૫૧. જેમાં સાર્વજનિક હિત સંબંધ હોય એવી દરેક બાબતનો તર્કપૂર્વક વિચાર કરવાસારૂ ખાસ બુદ્ધિ જ્ઞાન યુક્ત સત્યશોધક હોય એવા માણસોની મંડળીઓ યોગ્ય યોગ્ય સ્થળે નિમાવવી જોઇયે.

એવી મંડળીઓએ પોતપોતાના વિચાર દરેક વર્ષની આખેરીએ એટલે દર નવેમ્બર માસમાં છાપીને બહાર પાડવા જોઇયે.

૫૨ સ્ત્રીઓને લાગુ પડે એવી બાબતોના સુધારાને માટે ઠેકઠેકાણે સ્ત્રીસમાજો સ્થાપન કરવી યોગ્ય છે એને માટે પુરૂષોએ પોતપોતાના ઘરમાં સ્ત્રીઓને પ્રેરવી તથા બની શકે તેટલી સગવડ તેમને કરી આપવી જોઈએ.

૫૩. વિધવા સ્ત્રીઓ આડેમાર્ગે ન પ્રવર્તે તથા અનુચિત કામથી નિરવાહ કરવાનું ન ઈચ્છે એવીરીતે તેમને ઉચિત ઉદ્યમપૂર્વક સન્માર્ગમાં જોડવી.

૫૪. ઉદ્યમશકય માણસો નિરૂદ્યમી ન ભટકે એને સારૂ ઉદ્યમિક ધોરણની યોજનાઓ કરવી.

૫૫. ઉપર લખ્યા શિવાય જ્યાં જેમ જરૂરનું તથા ઉચિત દેખાય ત્યાં તેમ સંસારિક અને ધાર્મિક નીતિ વ્યવહાર કુશળતા ઉદ્યમ અને બીજી કોઈપણ રીતની ઉન્નતિ યોગ્ય બનતો સુધારો કરવો.

૫૬. સ્વ પર ઉન્નતિ અર્થે દેશાંતરે જનાર મહાશયોએ પોતપોતિકા ઈષ્ટધર્મથી વિરૂદ્ધાચરણ ન કરવાનો ખ્યાલ રાખવો ઉચિત છે..

૫૭. નેસનલ કૉનગ્રેસ અને સોસીયલ કૉનફરન્સ હિન્દુસ્થાનમાં પેસ્તરથી નિમેલા જુદાજુદા સ્થાન ઉપર દરેક વર્ષની આખેરીએ મળે છે તેમાં સંબંધ રાખનારા સર્વ સુજ્ઞ સાહેબોએ આ પુસ્તકમાં લખેલી બાબતો દરીઆફતીમાં લેવી જોઈએ.

૫૮. સોસીઅલ કૉનફરન્સ ને ઉચિત છે કે તેમણે આ પુસ્તકમાં જણાવેલા વિચારો સાથે પોતાના વિચારો જોડીને તેને અનુસરીને લોકોને પ્રેરવા સારૂ સારા ઉપદેશકો ઑનરેરી અને પગારદાર જેમ બની શકે તેમ નિમવા જોઈએ.

---

અધ્યાય ૨ જો.

## મફત લેવા દેવા સંબંધી સુધારો.

૫૯. યોગ્ય ઉદ્યમ યા પરીશ્રમ કરવાને અશક્ત નહોય એવા (ઉદ્યમશક્ય) માણસે પોતાની તરફનો બદલો આપ્યા વિના કોઈ પાસેથી કાંઇપણ કિમ્મતી વસ્તુ મફત લેવી એ ઉચિત નથી અને એવી રીતે મફતનું લેવાની જેને ટેવ પડે તેની ઉદ્યમિક શક્તિ તથા પ્રતિષ્ટાનો ભંગ થાય છે અર્થાત્ તેનું દીલ પરીશ્રમિક ઉદ્યમમાં નહી લાગતાં નિરૂદ્યમી થઇ યાચના કર્યાં કરે એ વાત બહુ શરમ ભરેલી છતાં નિંદાને પાત્ર થઈ પડે છે. જુઓ કે કુદરતી નિયમથી માણસને ઉદ્યમ સૂચક બેઉ હાથ પગ અને વચન મન તથા બુદ્ધિ વગેરેની શક્તિ બક્ષેલી છે તેનો સદ્ઉપયોગ આ સંબંધમાં વિદ્યા તથા નીતિપૂર્વક ઉદ્યમવડે પોતાંનો અને પોતાની ફરજવાલાં માણસોનો નિભાવ કરવાથી થાય છે તેમ નકરતાં નિરૂદ્યમ માર્ગે મફતની બક્ષીશ લેવાવડે કરીને ગુજારો વગેરે કરવો એ નીતિનું ભૂષણ નછતાં અયોગ્યતાનું ચિન્હ છે ઈત્યાદિ ઘણાં કારણોથી ઉદ્યમ શક્ય માણસને મફત આપવાની રૂઢી બદલવી ઉચિત જણાય છે.

૬૦. ઉદ્યમશક્ય માણસને જરૂરને પ્રસંગે મદદ આપવા સંબંધે દાતારે એમ કરવું દુરસ્ત છે કે જે માણસ ઉદ્યમ કરવાને શક્તિમાન છતાં ઉદયિક કર્મયોગે કરીને નિર્ધનતુલ્ય નબળી સ્થિતીમાં હોય અથવા કોઈ રીતની આફતમાં ફસાઇ પડયો હોય યા તેને કોઇ ઉદ્યમને માટે અવેજની ખરી જરૂર હોય ત્યારે તે વખતની તેની નબળી સ્થિતીને લિધે તેને ઉધાર આપેલો અવેજ વગેરે વખતસર પાછો વસુલ આવવાની આશા રાખવા યોગ્ય દીસતું નહોય તોપણ તેની આગલી પાછલી સ્થિતી તથા તેની મનોવૃતીપર નિઘા પહોચાંડીને તેની આવસ્યકતા તથા યોગ્યતા ઉપર લક્ષ દેઇ દાતારની ઉદારતા તથા શક્તિ માફક બની શકે તેમ ઉચિત રકમ થોડા વ્યાજે યા બિન વ્યાજથી અથવા બીજી કોઇ જરૂરની યોગ્ય વસ્તુ તેના નામ ઉપર ઉધાર લખીને આપવી એવી શર્તે કે તે લેનાર માણસ ધીરેલી રકમ મુદ્દલ કે વ્યાજ સાથે વસુલ આપવાને અથવા તે લિધેલી વસ્તુ પાછી આપવાને શક્તિવાન થયેથી લેણદારને પાછી અદા કરે.

૬૧. એ પ્રમાણે કરવાથી અપ્રબળ સ્થિતીવાલા માણસનું અટકેલુ કામ તે વારે નભી જાય છે અને તેથી તેના મનની ઉદાશી દૂર થાય છે વળી તેનો ઉદ્યમ કાયમ રહે છે એ કાર્યરૂપ દાતારનું ભૂષણ પરોપકારને લગતુ થઈ પડે છે એમ ઉભય ઉચિત જાણવું.

ખુલાસો ૧. ઉદ્યમ કરવાને શક્તિવાન છતાં જેને ઉદ્યમ મળી શકતો નહોય તેને યોગ્ય ઉદ્યમમાં લગાવી દેવો યા સારી સલાહ આપવી અથવા તેનાથી બની શકે એવું કામ તેની પાસે કરાવીને તેના બદલામાં તેને ઉચિત આપવું એ દુરસ્ત છે અને તે તેની વ્યાકુળતા ટળવાનું કારણ થાય છે.

ખુલાસો ૨. ધનાદિ પરિગ્રહ ત્યાગી યા ધર્મોપદેશક અથવા જે મહાશય ઘણુંકરીને જ્ઞાનાદિ ઉત્તમ કામ કરવાવાલા હોય તેમને ભોજન વસ્ત્ર ઔષધ પુસ્તક અને રેહેવાનું સ્થાન એ વગેરે જોઈતી સામગ્રી પૂરી પાડવી એ ઉચિત તથા ભક્તિભાવ સાધન તરીકે પુણ્ય ફળદાયક છે.

ખુલાસો ૩ અંધા લુલા પાંગળાદિ શરીર સંબંધી ખામી યા બેભાનાદિ મનસંબંધી ખામીને લિધે અશક્ત હોય એવા માણસોને આવશ્યકતાનુસાર આહાર વસ્ત્ર ઔષધ તથા રેહેવાને સ્થાન વગેરે મફત આપવું યોગ્ય છે તે અનુકંપા દાન કેહેવાય છે.

ખુલાસો ૪ આ કલમ પ્રમાણે ઉધાર લખીને આપેલો અવેજ પાછો આવ્યેથી લેવો યા નલેવો અગર તેનો કેવો ઉપયોગ કરવો તેનો આધાર લેણદારની મરજી ઉપર છે પણ એને માટે લેણદારે કોર્ટમાં ફરીઆદ કરવી ઉચિત નથી કેમકે અવેજ આપતી વખતે તે આપનારના મનમાં સમાયલો પરોપકારી હેતુ કાયમ રહેવો જોઈયે.



અધ્યાય ૩ જો.

# નાટક વિષે અંકુશ.

૬૨. યાદ રહેવું જોઈએ કે કેવળ આત્મજ્ઞાની અને મહા સત્યપુરૂષ એ શિવાય બીજા બધા ઠેકાણે યોગ્ય અંકુશ જોઇયેજ.

૬૩. નાટક એટલે કોઇપણ બનેલા બનાવ અથવા વસ્તુની કૃતીનો દેખાવ તેની બનાવટી આકૃતી શબ્દોચ્ચાર ચિન્હ અથવા બીજી કોઇ રીતે તેના આભાસરૂપે ખેલ કરીને અથવા ભજવીને બતાવવામાં આવે યા લખીને દરશાવવામાં આવે તેનું નામ નાટક કહેવાય છે અને તેમાં જોનાર લોકોનું મન અનેક તરેહના રાગ તથા ગાયન વગેરેથી રંજન (મોહિત) કરવાની કૃતી સમાય છે.

૬૪. ઉપરની વ્યાખ્યામાં આવેલુ લેખી નાટક પુસ્તક રૂપે હોયછે તેમાં જો બિભત્સ વગેરે સદોષ લખાણ હોય તો તેને માટે ઇન્ડિયન પીનલકોડ કલમ ૨૯૨ માં સજા નિમેલી છે તે અંકુશ તરીકે યોગ્ય છે તેથી તેને અલગ કરતાં બીજા જે નાટકો ખેલ વગેરે રૂપે કરવામાં આવે છે તે સંબંધી વિવેચન કરવાની અગત્ય દિસે છે.

૬૫. પ્રથમના કરતાં હાલના વખતમાં નાટકના ખેલની પ્રવૃતી ઘણી વધી પડેલી છે તથા તેમાં ઇન્દ્રિઓના વિષય પ્રેરક મોહિત ચાલાકીનો ભાગ પણ વધેલો દિસે છે.

૬૬. નાટક કંપનીઓ એક ઉપર બીજી ત્રીજી એમ વૃદ્ધી પામ્યા કરે છે તોપણુ તેમને ઘણે ભાગે દ્રવ્ય ઉત્પન્ન પણ સારી રીતે થાય છે એવું સાંભળવામાં છે.

૬૭. જ્ઞાન કરતાં અજ્ઞાન જન્ય વિષય પ્રેરક તમાશા તરીકેની કૃતીમાં માણસોનું મન હમેશાં સહજે લલચાયા કરે એ મૂળ અજ્ઞાનનો સદોષિક જાતી સ્વભાવ છે એ ધોરણે નાટક જોવાનો શોખ નાટકના પ્રચારિક મામલાથી લોકોમાં બહુ વધી પડેલો દિસે છે હવે એની ન્યૂનતા થવી કે વૃદ્ધી થવી એ બેમાં કયો માર્ગ ઇષ્ટ છે તેનો વિચાર કરવાનો સવાલ અગત્યનો છે એ સંબંધે જરૂરની વાત એ છે કે જે નાટકો જોવાથી લોકોમાં સાધારણ રીતે હિત યાને ફાયદો થતો હોય તે સ્વિકારવાની ના પાડી શકાય નહી અને તેમ ફાયદાકારક ન હોય તો તે સ્વિકારવા યોગ્ય ન ગણાય એટલા માટે આ પ્રસંગે નાટકના બે ભેદ એટલે હિતસૂચક (પ્રસસ્ત નાટક) અને અહિત સૂચક (અપ્રસસ્ત નાટક) એ રીતે આ નીચે જણાવેલી વ્યાખ્યા પ્રમાણે પાડવા મુનાસબ છે.

૬૮. પ્રસસ્તનાટક એટલે જે નાટક જોવાનું પરિણામ યાને ફળ લોકોમાં ધર્મ અથવા નીતિનો પ્રસાર થવા રૂપ અથવા સારી હુન્નર કળા કે વિદ્યા જ્ઞાનની પ્રાપ્તી રૂપ અગર લોકોમાં સદ્‌વિચાર સુલેહ સંપ યા સુખશાંન્તીમાં જરૂરના વધારા રૂપ થતુ હોય કે જેનો તાત્પર્યાર્થ લોકહિતકારી કામોને સહાય યાને મદદકારક હોય તેનું નામ પ્રસસ્તનાટક કહીયે.

૬૯. અપ્રસસ્તનાટક એટલે જે નાટક ઉપર બતાવેલા હિતાર્થથી જેટલે દરજ્જે પ્રતીકુલ હોય તેટલે દરજ્જે અથવા એવા ખરા લાભ શિવાય લોકોમાં ઇન્દ્રિઓના વિષયની પ્રેરણાકારક થઈ પડતાં લોકોના પૈસા ગુમાવવાના પરિણામ રૂપ હોય તેને અપ્રસસ્ત (સદોષ નાટક કહીયે.)

૭૦. નાટકના ખેલ બાબત બ્રિટીશ ઈન્ડિયાનો સન ૧૮૭૬ નો ૧૯ મો આટક છે તેની ત્રીજી કલમમાં આ નીચે જણાવેલી બાબતોનો ખેલ કરવાની મનાઈ કરવાનો અખત્યાર સ્થાનિક સરકારને અથવા સ્થાનિક સરકારે અધિકાર આપેલા માજીસ્ટ્રેટને આપેલો છે.

(૧) લાજ ઉપજાવનાર અથવા આબરૂ લેવાના પ્રકારનું નાટક.

(૨) કાયદા ઉપરથી બ્રિટીશ ઈન્ડિયામાં સ્થાપેલી સરકાર બાબત બેદિલીના વિચાર ઉત્પન્ન કરવા જેવું નાટક.

(૩) ખેલની વખતે હાજર હોય તે માણસોની નીતિ ભ્રષ્ટ કરવા જેવું તથા તેઓને દુરગુણી કરવા જેવું નાટક.

આ કલમ ઉપરથી નાટકને માથે કાંઇક અંકુશ જેવું છે પરંતુ તે અંકુશ સદોષ નાટકો રોકવાને જોઇયે તેટલો પૂર્ણ નથી.

૭૧. ધનાઢ્ય શિવાયના બીજા સાધારણ અને નિર્ધન લોકોમાં નાટક જોવાનો શોખ વધી પડવાનું પરિણામ લોકોમાં નીતિનો ભંગ અને દુરગુણ રૂપ થઇ પડે એ વાત અક્કલથી માન્ય થાય છે અને એવા અનિષ્ટ માર્ગથી લોકોને ખશેડવા એ સરકારની રાજનીતિનો હેતુ છે અને તે ધોરણે જુગારની મનાઈ માટે સરકારે સ્થાનિક કાયદો કરેલો છે જુગારમાં પ્રત્યક્ષરીતે જોતાં તો તેમાં રમનારા શિવાય બીજા લોકોને તાત્કાળિક હાની થતી નથી પણ પરંપરા કારણે કરી લોકોમાં નીતિભ્રષ્ટ અને દુરગુણનું પરિણામ આવવા રૂપ હોવાથી તેને અટકાવવાનો કાયદો ઇષ્ટ છે તેજ ધોરણે સદોષ નાટકને અટકાવવાનો કાયદો થવો મુનાસબ છે.

૭૨. જુગારની વ્યાખ્યામાં અપૂર્ણ વ્યાપ્તી વડે જ્યારે પાણીના સટ્ટાનો પ્રતીબંધ નહી હતો ત્યારે તેનાં પણ ખોટાં પરિણામ મુંબઈ સરકારની નજરે પડવાથી જુગારની વ્યાખ્યામાં પાણીનો સટ્ટો આણીને તેની વ્યાપ્તી સુધારી તોપણ બીજા કેટલાક નુકશાનકારક સટ્ટા તે વ્યાખ્યામાં નહીં આવેલા પ્રતીબંધ કરવા યોગ્ય છે એમ જ્યારે સરકારને ખાત્રીપૂર્વક જણાશે ત્યારે તેની અટકાયત પણ જુગારની પુરતી વ્યાખ્યારૂપ થશે એવું અનુમાન થાય છે.

૭૩ સદરહુ દાખલાઓ આપવાનો ગૂઢાર્થ હેતુ એ છે કે જેમ જુગારના આક્ટમાં જુગારની વ્યાખ્યા બાંધી છે તથા સુધારી છે તેમ નાટકના આક્ટમાં નાટકની વ્યાખ્યા બે પ્રકારની એટલે સદોષસૂચક અને નિર્દોષસૂચક થવી જોઇયે અને તેમાં સદોષનાટક તદન અટકે તથા નિર્દોષ નાટકમાં પણ જ્યારે જ્યારે અનિષ્ટતા લાગે ત્યારે ત્યારે તેની મનાઈ કરવાનો અધિકાર કોઈપણ પેહેલા વર્ગના માજીસ્ત્રેટને અથવા પોલીસના યોગ્ય અમલદારને આપવો જોઇએ.

૭૪. સદોષ નાટક ટાળવાના બંદોબસ્ત માટે તે કાયદામાં એવો નિયમ થવો જોઇયે કે કોઇપણ નાટક મંડળી સ્થાપન કરવા વાલા માણસ અથવા માણસોએ પ્રથમ સરકારમાં (જે તે ઠેકાણાના પેહેલા વર્ગના માજીસ્ત્રેટ રૂબરૂ) હાજર થઇ સદોષ નાટક નહી કરવા બાબતનો ઈકરાર કરીને મંડળી નોંધાવ્યા શિવાય કોઇએ એવી નાટક મંડળી (નાટક કંપની) યા. નાટક સમાજ સ્થાપન કરવી નહી તથા તેમાં કોઈએ અંગભૂત થવું નહી.

૭૫. એટલુજ નહી પણ પરવાનગીવાલા નિર્દોષ નાટકમાં જોવા જનારા પ્રેક્ષકોની ટીકીટોના દરની મર્યાદા પણ ચોકશ વર્ગવારીથી સરકારે નિમી આપવી જોઇયે તે એવી સંભાળથી કે જેમ બને તેમ લોકોને એવે પ્રસંગે વધુ ખર્ચ ન થાય અને તેનું પરિણામ લોકોમાં નીતિ ભંગ રૂપ થવા ન પામે.

૭૬. બ્રિટીશ ઈન્ડિયામાં સદરહુ સુધારો નાટકના ખેલ બાબતના આક્ટમાં થવો મુનાસબ છે એ વિષે નામદાર હિંદુસ્થાનની કાયદા કરનારી સભાએ ધ્યાન આપવું જોઇયે.

૭૭. એની પેહેલાં એવી ઉમેદ છે કે આ ગુજરાત દેશમાં દેશી રાજ્યસ્થાનોમાં પેહેલા નંબરનું રાજ્યસ્થાન વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ અને તેમની કૌંન્સિલ પોતાની સુધારક મન્શામાં સમાતી આ બાબતમાં ઉપર લખેલી બિના દરીઆપ્તીમાં લેશે અને પોતિકા રાજ્ય માંહે નાટક બાબતનો પૂર્ણ અંકુશ ભરેલો કાયદો દાખલ કરવા હુકમ કરશે આથી વડોદરા રાજ્યની પ્રજાનું એક પ્રકારનું હિત થશે એટલુજ નહી પણ તેમ થવાથી બીજા દેશી રાજ્યોમાં તેનું અનુકરણ થતાં ઘણી બોહોળી પ્રજામાં એના સુધારાનો મોટો લાભ પ્રશરસે.

૭૮. ઉપર સુચવેલો બંદોબસ્ત સત્તાધીશ તરફથી જ્યાં સુધી ન થાય ત્યાં સુધી પ્રજાલોકોએ પોતે પોતાના હિતની ખાતર આબાબત અંતઃકરણથી સમજીને પોતાના પૈસા તથા સારા ગુણ કર્મના બચાવ અર્થે બેહેતર છે કે ઉપરની ૭મી કલમમાં લખેલી વ્યાખ્યા પ્રમાણે જે નાટક હિતકારક ન હોય એવા નાટકમાં જોવા જવા વગેરેથી દૂર રેહેવું અને એ પ્રમાણે ન્હાની ઉમરના માણસો ને તેમના વાલીઓએ તથા તેમને ભણાવનાર માસ્તરો વગેરેએ સમજાવીને એવા નાટકોથી દૂર રાખવા.

૭૯. આ પ્રસંગે સાંભળવા પ્રમાણે ભલામણ કરવામાં આવેછે કે મુંબઇમાં વેહોરા લોકોએ નાટકમાં નહી જવા માટે કેવો બંદોબસ્ત કર્યો છે તે સમજીને તે ઉપર લક્ષ દેવુ. લી. કાનૂની.

અધ્યાય ૪ થો.

# મન અને બુદ્ધિ.

૮૦. મન એટલે ઈન્દ્રિઓનો પ્રેરક તથા જ્ઞાનોપયોગી વિચારાદિનું સાધન તથા ઈચ્છા અને ઇરાદા સૂચક અમુક કામ કરવું અથવા ન કરવું એવા સંકલ્પ વિકલ્પ રૂપ જીવનો જે ચળાચળ તથા શુભાશુભ ભાવ તેનું નામ મન કહેવાય છે અને તેમાં રાગદ્વેષી સ્વભાવનો સમાવેશ થાય છે.

૮૧. સંયોગ અને વિયોગ નિમિતથી સંકળિષ્ટ અને વિશુદ્ધ ભાવાનુસાર મનની શકિતની વૃદ્ધિ તથા હાની થાય છે.

૮૨. જેમ સંકળિષ્ટ (ખરાબ) ભાવે કરી, અપ્રશસ્ત (નઠારાં) કામો કરવાની મનશકિત વધે છે તેમ વિશુદ્ધ સારા ભાવે કરીને પ્રશસ્ત (રૂડાં) કામો કરવાની મનશક્તિમાં સતેજપણારૂપ વધારો થાય છે.

૮૩. બુદ્ધિ એટલે કોઈપણ બાબતમાં નિર્ણય કરવા યા સમજ મેળવવા અગર બીજી કોઇપણ રીતની કેળવણી પામવાના ખાસ સાધન રૂપ જ્ઞાનોપયોગી જીવ શકિતનુ નામ બુદ્ધિ જાણવું.

૮૪. (ઉત્પાતબુદ્ધિ) માણસના જન્મની સાથે બુદ્ધિનું જે બીજ કુદરતી નિયમથી રોપાએલુ હોયછે તથા તર્ક અને વિચાર રૂપ મૂળ ખોરાક વડે જેની સ્ફૂરણા વિશેષે કરીને થાય છે તેનું નામ ઉત્પાત બુદ્ધિ કહેછે અને તેમાં તીક્ષ્ણબુદ્ધિ સમાયછે.

૮૫. વયે કરીને ઉદ્યમે કરીને અને બીજા સંયોગો વડે કરીને મનની પ્રેરણાપૂર્વક વિચાર અને તર્કરૂપ બુદ્ધિનાં સાધન પુષ્ટ થાયછે અને તેથી કરીને બુદ્ધિમાં વધારો થયો એમ કહેવાયછે.

૮૬. શરીરના બળની સામાઝે પણ મન અને બુદ્ધિબળની સીમા નથી.

૮૭. યાદ રેહેવું જોઇયે કે જેમ જેમ વિચાર અને તર્કશક્તિનો ઉપયોગ થાય તેમ તેમ સર્વે પ્રકારની બુદ્ધિમાં સતેજપણું આવેછે માટે મનની કસરત તરીકે વિચાર અને તર્કશક્તિ યોગ્ય પ્રસંગે ખૂબ વાપરવી અને તેથીકરીને તેનો કાંઇપણ લાભ મળ્યા વિના રેહેશે નહી.

૮૮. વિચાર અને તર્કશક્તિ વાપરવામાં બીજાં સાધનો સાથે મનની પ્રેરણા જરૂરની છે.

## સુધારાદર્શક વિભાગ ૧ (દેશ ઉન્નતિ) સમાપ્ત.

લી. કાનૂની.

# સુધારા દર્શક

## વિભાગ ૨ જો.

# સ્ત્રીકેળવણી

ઉદ્દેશ વર્તમાનમાં સ્ત્રીકેળવણીની યોજના જોઈયે તેવી નહી હોવાથી તેમાં સુધારો થવો ઈષ્ટ છે. અર્થાત્ સ્ત્રીઓના ગુણ કર્મ સ્વભાવ સુનીતિમય થતાં તેઓ પોતાની કર્તવ્યતામાં યથાર્થ નિપુણ થાય એવી યોજના કરવી મુનાસબ દિસે છે તે કારણસર સ્ત્રી કર્તવ્યતા સૂચક સુવિચારોની પ્રેરણા તરીકે સ્ત્રીકેળવણીની શુદ્ધિનું દિગ્દર્શન કરવામાં આવે છે.

---

### અધ્યાય ૧

## સ્ત્રીકેળવણીનું સ્વરૂપ.

૧ સ્ત્રીકેળવણી એટલે જે વિદ્યા શિખવાથી તથા સદાચરણના અભ્યાસથી છોકરીઓ અને બીજી સ્ત્રીઓમાં જોઈયે તેવું જ્ઞાન તથા નિપુણતા પ્રાપ્ત થાય અને પોતપોતાને યોગ્ય કર્તવ્ય, અકર્તવ્યના વિવેકપૂર્વક સ્ત્રીઓના ગુણ કર્મ સ્વભાવ સુનીતિમય થાય એ શિક્ષણનું નામ સ્ત્રીકેળવણી જાણવું.

## ઉદાહરણ.

આ નીચેની બાબતો સ્ત્રી કેળવણી યોગ્ય છે.

(૧) અક્ષરાત્મક બોધ એટલે જે લખી સમજી શકાય એમ અક્ષરસંજ્ઞા રૂપ લિપી તથા માણસોના મુખદ્વારે નિકળતી શબ્દોચ્ચારણ રૂપ ભાષાના આ નીચે જણાવેલા ભેદોમાં લખવા વાંચવાનું જરૂર પુરતા વ્યાકરણ યુક્ત શિખવું તે.

(ક) સ્વદેશમાં ચાલતી લિપી તથા ભાષા

(ખ) દેવનાગરી લિપી તથા હિન્દુસ્થાની અને સંસ્કૃત ભાષા

(ગ) હિન્દુસ્થાનના મ્હોટા ભાગના રાજ્યમાં ચાલતિ લિપી તથા ભાષા

એ સર્વેમાં ગણિતવિદ્યા અને અંકગણિત સમાય છે.

(૨) અનક્ષરાત્મક બોધ એટલે જે શબ્દો અક્ષરથી લખી શકાય નહી જેમકે જાનવરોની ભાષા, તોપ, બંદુક, છીંક, વગેરેના અવાજ જોયાવિના પિછાણે તે તથા સાનથી સમજવાનું એ વગેરે.

(૩) સદ્વર્તન સંબંધી.

(ક) સુનીતિનો નિર્મળ બોધ.

(ખ) સ્ત્રીઓએ પતિવ્રત પૂર્વક પોતાના પતિ સાસુ સસરા જેષ્ટ દિયર વગેરેની સાથે કેવીરીતે સભ્યતાથી વર્તવું તે.

(૪) ગૃહિણી યોગ્ય કામમાં પ્રવીણતા મેળવવી

## પેટા દૃષ્ટાંત.

(ક) ઘરમાં યથાવિધિ રસોઇ પાણીનું કામ સ્વચ્છતાથી સુંદર કરવું.

(ખ) ખોરાકી યોગ્ય સામાન બિગડવા ન પામે એવીરીતે હંમેશાં નિગ્રા રાખી યત્નપૂર્વક જોવો સાફ સુધારીને બંદોબસ્તથી રાખવો.

(ગ) કપડાં લત્તાં વાસણ અને બીજો જે જે સામાન ઉપભોગમાં ગણાય એવો હોય તે સર્વે બરોબર દુરસ્ત કરવો કરાવવો, ઉપદ્રવથી બચાવવો શોભા દેખાય તથા સુગમતા પડે એવી ગોઠવણથી રાખવો.

(ઘ) ઘરમાં તથા તેની આજુબાજુ બધી તરેહથી સાફ કરી સ્વચ્છ રાખવું.

(ઙ) ઘરમાં થતાં ખર્ચ ખુટણનો હિસાબ બરોબર વખતસર લખી રાખવો.

(ચ) ઘરનાં બચ્ચાંઓની માવજત જોઈયે તેવી રીતે ટાઇમસર કાળજીપૂર્વક રાખવી.

(છ) પોતાના પતિને જોઇયે તેવી તન મન ધનથી મદદ કરવી અને તેમનું દીલ સંતોષ રાખવુ ઈત્યાદી.

(૫) સ્ત્રીઓએ પોતીકો પોશાક કેવો પેહેરવો જોઇયે તે બાબત દેશ દેશાંતરની રીત ભાત તથા તેના હેતુ વગેરેનું શોધન કરીને વિચારપૂર્વક સભ્યતા સચવાય તથા મર્યાદાનો ભંગ ન થાય એવો સુધારો કરી પ્રવર્તાવવો.

ખુલાસો પગના રક્ષણ અર્થે સ્ત્રીઓએ પોતાના પગમાં જોડા મોજા પેહેરવા અને ટાઇમ જોવા કે યાદ લાવવા સારૂ પોતાની પાસે ન્હાનુ સુગમ પડતું ઘડીઆલ રાખે તો તેમ કરવું વ્યાજબી છે એમ સમજવું અને વરસાદના દીવસોમાં કપડાં તથા શરીર ભીજાય નહી એને સારૂ સ્ત્રીઓ છત્રી ઓઢે યા પાસે રાખે તો તે પણ ઘટિત છે.

## પેટા દૃષ્ટાંત.

(ક) ગુજરાત તથા દક્ષિણ દેશમાં સ્ત્રીઓ સ્તન ઢાંકણ રૂપ કાંચળી યા ચોળી પેહેરે છે પરંતુ તેનાથી આજુબાજુનો ભાગ ન ઢંકાતાં ખુલ્લો રેહે છે તે મર્યાદયુક્ત નથી માટે ડોકથી કમર સુધી તથા બેઉ હાથ પુંહુંચા સુધી ખુલ્લા રેહેવા ન પામે એવો કબજો પેહેરવો ઉચિત છે.

(ખ) પંજાબ દેશમાં સ્ત્રીઓ કમરથી નીચે પગની ઘુંટી સુધી ઢાંકણુમાટે ઘાઘરાની અંદર પેજામો પેહેરે છે તે મર્યાદ રક્ષણુ ભૂત દુરસ્ત છે.

(ગ) મારવાડ દેશમાં અતિ લાંબો સુમારે ૫૦ વાર કે તેથી વધારે હોય એવો ઘાઘરો સ્ત્રીઓએ પેહેરવાનો ચાલતો, રિવાજ પસંદ કરવા યોગ્ય નથી.

(૬) વિદ્યા અને કળા કૌશલ્ય સંબંધી તપસીલ.

૧ પાક વિદ્યા.
૨ સ્ત્રીરોગ વ બાળવ્યાધિ નિદાન ચિકિત્સા સહ.
૩ ગર્ભવિદ્યા (વન્ધ્યત્વ નિવારણ યુક્ત.)
૪ પ્રસૂતીકરણ.
૫ દાઇયન કળા.
૬ આર્ય ઔષધ.
૭ છોકરીઓ તથા બીજી સ્ત્રીઓને ભણાવવાનું માસ્તરી કામ.
૮ છાપખાનાને લગતુ કંપોઝિટર વગેરેનું કામ (સ્ત્રીઓદ્વારા.)
૯ લેખક કામ.
૧૦ ચિત્રકળા.
૧૧ સીવણ કામ.
૧૨ ભરત ભરવાનુ.
૧૩ રંગાદિ કરવાનુ.
૧૪ વનસ્પતિ શાસ્ત્ર.
૧૫ જરૂરયોગ્ય પદાર્થવિજ્ઞાન વ રસાયનશાસ્ત્ર.
૧૬ ભૂગોળવિદ્યાનાં મૂળતત્વો ભાગ ૧–૨.
૧૭ સ્ત્રીઓએ જાણવાયોગ્ય અર્થશાસ્ત્રના નિયમો.
૧૮ ગાયનકળા સભ્યતાપૂર્વક (સત્યાર્થ ગાવાનુ શિખવું તે.)
૧૯ પોતિકા સ્થાનમાં રહીને સ્ત્રીથી થઇ શકે એવો યોગ્ય ઉદ્યમ.
૨૦ પ્રાપ્ત વસ્તુનો સદુપયોગ કરવાની રીત (વિવેક)
૨૧ આત્મજ્ઞાન (મુખ્યતાએ આપ્તમીમાંસા.)
૨૨ ભાષણકળા સદ્‌વક્તાયુક્ત
૨૩ ગ્રંથરચના. ઈત્યાદિ

---

અધ્યાય ૨

## સ્ત્રીસમાજ તથા સુધારો.

૨ સંસાર વ્યવહારમાં બહુકરીને સ્ત્રીઓની પ્રવૃતિને અવલંબીને ચાલતી કૌટુંબિક બિનજરૂરી હાનિકારક અયોગ્ય યા અનિષ્ટ રૂઢીઓ સુધારવી, ફેરવવી યા નાબુદ કરવી અવશ્યછે તે અને સ્ત્રીઓના

ગુણ, કર્મ, સ્વભાવ, તેમની હૃદય શુદ્ધિપૂર્વક સુનીતિમય થાય એવી યોજના અર્થે કરવા યોગ્ય જે જે ઉપાયો છે તેમાં મદદ તથા પ્રેરણા-કારક પ્રારંભમાં ઘટિત સ્થાનોમાં સભ્ય સ્ત્રીઓના સમુદાય રૂપ સ્ત્રીસમાજો જેટલી યથાયોગ્ય બની શકે તેટલી સ્થાપન કરવી દુરસ્ત છે.

## દૃષ્ટાંત

(ક) માણસ મરીગયા બાદ તેને માટે રોવા કુટવા, વગેરેનો ચાલ કેટલેક ઠેકાણે (બહુધા ગુજરાત કાઠીઆવાડ વગેરેમાં) છે તે બિનજરૂરી, હાનિકારક તથા અનિષ્ટ હોવાથી નાબુદ કરવા યોગ્ય છે.

(ખ) કેટલેક ઠેકાણે સ્ત્રીઓ હાથીદાંતનો ચૂડો પેહેરેછે એ રીત ગેરસમજ ભરેલી છતાં નિરર્થક ખર્ચરૂપ હાનિકારક હોવાથી બંધ કરવા યોગ્ય છે.

(ગ) બાળકોને તેમની માતાઓ અફીણ અથવા અફીણની ગોળીઓ ખવડાવે છે એ રૂઢી દુરસ્ત નથી.

(ઘ) વર્તમાનમાં કેટલિક સ્ત્રીઓને નાટકના તમાશા જોવાનો શોખ લાગ્યાનુ સાંભળવામાં છે તેમણે નાટક સંબંધી અંકુશ વાંચી જોઇ હિતાહિતનો વિચાર કરવો જોઇયે અને તે વિચાર ને અવલંબીને ધ્યાનમાં રાખવું જોઇયે કે રાત્રીના એવા વખતમાં સભ્ય સ્ત્રીઓએ પોતિકા સ્થાન બાહેર તમાશામાં જવું ઉચિત નથી.

(ઙ.) લગ્નાદિ પ્રસંગે સ્ત્રીઓએ ભૂંડુ અને જુઠું ગાવું એ અયોગ્યછે એમ સમજીને બંધ કરવું જોઇએ.

(ચ) બીજા કોઇની દ્રષ્ટી ન પડે એવી બંધ કરેલી ઓરડી શિવાય બીજે કોઇપણ ઠેકાણે સ્ત્રીઓએ નગ્ન થઈને ન્હાવું એ ઘણું અનુચિત છે માટે એવી ટેવ બંધ થવી જોઈએ અને જ્યારે એવી ઓરડી શિવાય બીજે કોઇ ઠેકાણે સ્ત્રીને ન્હાવાનું હોય ત્યારે તેમને ઘટિત છે કે તેમણે જાડો સાલ્લો યા સાડી પેહેરીને ન્હાવું.

(છ) સભ્ય સ્ત્રીઓએ નદી ઉપર અથવા સાર્વજનિક જળાશયમાં ન્હાવા ધોવા જવું એ શીલ રક્ષણ વિરૂદ્ધ (સદોષકારક) છે.

(જ) બાળકોને નઠારી ગાળો દેવાની તેમની માતાઓની ટેવ નાપસંદ કરવા યોગ્ય છે.

સૂચના દેશઉન્નતિ ( વિભાગ ૧ ) ની કલમ ૧૧ થીતે ૧૭ સુધી લગ્ન સંબંધી જણાવેલી બાબતો વિષે સ્ત્રીઓએ પુરૂષોની મદદમાં રહીને રીતિઓ સુધરાવવી જોઇએ અને એ શિવાય બીજી સુધારાની યોજનાઓ જેટલે દરજ્જે સ્ત્રીઓને લાગુ પડે તેટલે દરજ્જે સ્ત્રીઓએ પોતાનું ધ્યાન ખેંચી સુધારામાં પ્રવર્તવું જોઈએ.

૩ સ્ત્રીસમાજને ઉચિત છે કે જેણેકરીને સ્ત્રીઓના ગુણ કર્મ સ્વભાવ સુધરે (સુનીતિમય થાય) અને તેમની લાયકી સારી વધે તથા પોતીકા કર્તવ્ય કામોમાં પ્રવીણ થાય એવું હરેક પ્રયત્ન કરવું તથા સાર્વજનિક હિતકારક. જે જે સુધારા તેમનાથી બની શકે તે કરવા જોઈયે.

## દૃષ્ટાંત

(ક) છોકરીઓ અને જનાના સ્ત્રીઓને માટે જોઈયે તેવી ગોઠવણથી મનોજ્ઞ સોઈકારક ખાનગી સ્કૂલો સ્થાપન કરવી, કરાવવી.

(ખ) વિધવા સ્ત્રીઓ આડેમાર્ગે નિર્વાહ કરવાનુ ન ઈચ્છે એ હેતુથી તેમને ઉચિત ઉદ્યમમાં પ્રેરવાં.

---

અધ્યાય ૩.

## સ્ત્રીશિક્ષક.

૪ સ્ત્રીકેળવણીને માટે શિક્ષકની જગાએ એવી ઉત્તમ લાયકીવાલી સ્ત્રીઓને નિમવી જોઇયે કે જેણીઓના ગુણ કર્મ સ્વભાવ તથા બુદ્ધિ અને જ્ઞાન સ્તૂતી પાત્ર હોય.

૫ સદરહુ લાયકી બાબતમાં જો તે શિક્ષકપણુ ઈચ્છનારી સ્ત્રી પરણેલી હોય તો તેના ધણીનુ અને જો વિધવા હોય તો તે મરહુમ પતિના નજીકના લાયક સગાનુ અને કુંવારી હોય તો તેના બાપનુ (એની સાથે બીજી કોઈ સદ્‌ગુણી ભરૂશાપાત્ર સ્ત્રીનુ પ્રમાણ પત્ર જોડેલુ જોઈયે) તથા એ ત્રીવર્ગ સ્ત્રીઓને માટે પોતપોતાના પ્રમાણિક વિદ્યાગુરૂનું એટલાનાં સ્વહસ્તે લખેલાં સરટીફિકેટો સદ્‌વર્તન તથા જ્ઞાનાદિ ગુણદર્શક યોગ્યતાનાં ખરીરીતે મેળવેલાં યોગ્ય ઉપરીની પાસે રજુ થવાં જોઈયે ત્યારબાદ ઘટતી. મુદત સુધી તે સ્ત્રીઓના કામકાજ તથા તેમની બીજી લાયકીનો અનુભવ જોઇ ખાત્ર થયા પછી તેમને સ્ત્રી શિક્ષકની જગા મળે એવો નિયમ જોઇયે.

---

અધ્યાય ૪.

## સ્ત્રીકેળવણી યોગ્ય પુસ્તકો વિષે.

૬ પુરૂષકેળવણીથી ઘણાઅંતર સૂચક સ્ત્રીકેળવણી જુદા પ્રકારની છે તેથી સ્ત્રીકેળવણીને માટે યોગ્ય હોય એવાં ખાસ જુદી રીતનાં નવીન નવીન પુસ્તકો રચવાં તથા તેનો ઉપયોગ સ્ત્રીકેળવણીમાં થવો એ અવસ્યનું કર્તવ્ય છે અને બીજી રીતે પણ તેવાં પુસ્તકોનો બહુ ફેલાવો કરાવવો સાર્વજનિક હિતકારક છે.

---

## અધ્યાય ૫.

# સ્ત્રીધર્માદિ.

૭ સ્ત્રીધર્મ એટલે રૂડા ગુણ કર્મ સ્વભાવ યુક્ત સાફ દીલથી પતિની આજ્ઞાને આધીન રહીને સ્ત્રીએ કરવાયોગ્ય સર્વે કામો આદરપૂર્વક કાળજીથી બજાવવાં અને પતિની આજ્ઞાથી વિરૂદ્ધ યા પતિને અનિષ્ટ હોય એવાં કોઇપણ કામમાં ન પ્રવર્તવું તથા હરેક પ્રકારે સ્ત્રીએ પતિના હિતમાં નિશ્ચળતા રાખીને હમેશાં નિર્મળતાથી સદાચરણમાં વર્તવું એ સ્ત્રીધર્મનું લક્ષણ જાણવું અને તેમાં સ્ત્રીકેળવણીના નિયમો તથા ધણીવિનાની સ્ત્રીએ પોતીકાં માબાપ વગેરેની આજ્ઞાપૂર્વક સન્માર્ગાનુયાયી વિદ્યાભ્યાસ કરવાનું સમાય છે.

૮ ધર્મિષ્ટ સ્ત્રી જે સ્ત્રી નિર્મળ ગુણ કર્મ સ્વભાવ યુક્ત પતિની આજ્ઞા પૂર્ણરીતે પાળે પતિને ઈષ્ટ હોય એવીરીતે વિનયપૂર્વક મર્યાદામાં રહે પ્રસન્નમનથી નિરંતર પતિની સેવાચાકરી બજાવે પતિના હિતમાં નિશ્ચળ ચિતથી વર્તે પતિની પ્રિયતા માફક સારા દેખાવ યુક્ત સત્યાર્થ વ ઉચિત હોય એવું મધૂર ભાષણ કરે અને હરેક કામમાં પતિને તન મન ધનથી મદદ કરે એવી સ્ત્રીને ધર્મિષ્ટ સ્ત્રી કહેવી.

૯ પતિવ્રતા સ્ત્રી જે સ્ત્રી પોતાના પતિના સંબંધમાં સાફદીલથી આ નીચે લખ્યા પ્રમાણે વર્તે તે પતિવ્રતા સ્ત્રી જાણવી.

(૧) પતિની આજ્ઞા બરોબર વખતસર પાળે.
(૨) હરેક કામમાં પતિને જોઇતી સલાહ આપે જેમ કે રાજાને સલાહકાર મંત્રી હોય છે.
(૩) ઘરનું કામકાજ કરવામાં બિનચૂક સ્ફૂરતી રાખે.
(૪) પતિને અતિ આદરપૂર્વક ઈષ્ટભોજનથી સંતુષ્ટ કરે.
(૫) સયન વિષે પતિને પ્રિતિ ઉત્પન્નકારક રંભા સરખી વર્તે.
(૬) પતિને ધર્મ કાર્ય કરવામાં અનુકુલ રહે.
(૭) પતિના કોઈપણ કામથી નારાજ ન થાય અને જે કામ સ્ત્રીની વિરૂદ્ધ હોય તેમાં તે સ્ત્રી ક્ષમા રાખે પૃથ્વીવત.
(૮) પતિએ કઠોર વાક્ય કહ્યું હોય યા પતિ ક્રોધના આવેસમાં હોય તો પણ તેની સાથે પ્રસન્ન મુખથી રહે.
(૯) પતિપર ઈતરાજી ન કરે તથા પતિને ખરાબ વચન કહે નહી
(૧૦) પતિની સાથે ભાષણ કરવામાં કોઇપણ વખતે ખોટું ન બોલે તથા યથાર્થ બોલવામાં નમ્રતા રાખે.
(૧૧) પતિ ઘરમાં આવે ત્યારે ઉઠીને સન્મુખ ઉભી રહે.
(૧૨) પતિના ચરણમાં દૃષ્ટીપૂર્વક બેસવાનું આસન રાખે.
(૧૩) પતિની સેવામાં પતિની મરજી માફક તત્પર રહે.

(૧૪) પતિ સુઇ જાય ત્યારબાદ સ્ત્રી સુવે અને પતિના ઉઠવા પેહેલાં ઉઠે.

(૧૫) પતિની સાથે હરેક વાતમાં મન વચન કાયથી સરલપણુ તથા સત્યતા રાખે.

(૧૬) પતિ શિવાય બીજા કોઇપણુ માણુસની સાથે વાતચિત વગેરેનો પ્રસંગ પતિની મરજી વિરૂદ્ધ ન રાખે.

(૧૭) પતિને હરેક કામમાં તન મન ધનથી મદદ આપે.

(૧૮) સ્ત્રી ધર્મ યોગ્ય બીજુ કોઈપણુ કામ યથાર્થ કરે.

૧૦. સ્ત્રીને તેનો પતિ પરમ ભૂષણ છે અને સ્ત્રી પોતાના પતિની સેવાથી જેવી શુદ્ધ થાયછે તેવી તીર્થ સેવનથી, દાનથી અને ઘણા ઉપવાસથી પણ શુદ્ધ થતી નથી.

૧૧. સ્ત્રીએ કુંવારી અવસ્થામાં પીતા માતાની અને લગ્ન થયા પછી તેના પતિની નિગેહબાનીમાં રેહેવુ જોઇએ અને જો કદાપી પતિ મરી ગયો હોય તો તેના પુત્રની દેખરેખમાં રેહેવુ જોઇએ.

૧૨. સ્ત્રીએ કોઈ પણુ રીતે સ્વતંત્ર રેહેવું ઉચિત નથી કેમ કે સ્ત્રી એકલી રેહેવાથી તેમાં દૂષણુ આવવાનો સંભવછે.

૧૩. સ્ત્રીએ પતિની પેહેલાં ઉઠીને પાણી ગાળીને ભરી રાખવું, દાતણુ પાણી કરવું, પથારી ઉઠાવીને ઘરમાં સર્વે ઠેકાણે વાળીને સાફ કરવું, પછી રસોડાનાં સર્વે વાસણુ માંજીને માટીના ચુલાને લીપવો, બાદ નાહીને સાફ કપડાં પેહેરવાં અને માથાના વાળ વગેરે હોળી સાર કરીને પછી રસોઇના કામમાં પ્રવર્તવું.

૧૪ જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તે સ્ત્રીને ઉચિત છે કે તે શરીર શૃંગારાદિ ન કરે, માણસોના મેળાની ધામધૂમમાં ન જાય, તથા યોગ્ય ખાસ કારણવિના પરાએ ઘર જવા ન ઇચ્છે અને હાસ્ય વિનોદાદિમાં ન પ્રવર્તે.

૧૫ જો કદાપી સ્ત્રીનેમાટે પોષણની ગોઠવણ કર્યાવિના તેનો પતિ પરદેશ ગયો હોય તો તે સ્ત્રીએ જેથી પોતાની નિંદા ન થાય એવો સ્ત્રીને લાયક ઉચિત ધંધો કરીને પોતાનો નિભાવ ચલાવવો જોઇયે.

## દૃષ્ટાંત

(ક) ધર્મ વ નીતિનાં પુસ્તકો વગેરેની નકલો લખી આપીને તેનું મેહેનતાણું લેવું એ સ્ત્રીયોગ્ય ઉદ્યમ છે.

(ખ) સ્ત્રીઓની મારફતે ચાલતું કંપોઝીટર વગેરેનું કામ યોગ્ય મેહેનતાણાથી કરીને અથવા

(ગ) ભરત ભરવાનુ અગર શીવવાનુ કામ કરીને પૈસા લેવા એ તે સ્ત્રીના ગુજરાનને માટે યોગ્ય ઉદ્યમ છે.

# પુરૂષનું કર્તવ્ય.

૧૬. જ્યાંસુધી પુરૂષને સ્ત્રી નથી ત્યાંસુધી તે પુરૂષ સંસારિક અવસ્થામાં અર્ધા ભાગ જેવો છે એટલા માટે યથોચિત સર્વે પ્રકારે સ્ત્રીનું પાલન કરવું એજ પુરૂષે પોતાના અડધા અંગનુ પાલન કર્યા તુલ્ય માનવું જોઈએ.

૧૭. સ્ત્રીને સદા ઉચિત ખાવા પીવાનુ તથા વસ્ત્ર આભરણ વગેરે આપીને સ્ત્રીનું સંરક્ષણ કરવું તથા બીજી યોગ્ય રીતે તેને સંતોષ રાખવી જોઈયે કેમકે રોગથી પિડિત યા હર તરેહથી કષ્ટ પ્રાપ્ત પુરૂષને તેની સ્ત્રી બરાબર બીજો કોઇ સહાયિક નથી.

૧૮. સદાચરણ વાલી (પવિત્ર) શોભાકારક સ્ત્રીઓ ઘરમાં દીપક રૂપ સત્કાર કરવા યોગ્ય છે!

૧૯. સ્ત્રીઓને ઓછવમાં યા લોકમેલાવડામાં તીર્થ યાત્રામાં અથવા પરાએ ઘેર મોકલવાની જરૂર હોય તો તેની સાથે પુત્રી પુત્રાદિ વિશ્વાસુ માણસોને મોકલવાં એ તે સ્ત્રીના સંરક્ષણ કારક છે.

૨૦. યાદ રેહેવું જોઈયે કે સૃષ્ટિનિયમ, રાજ્યનિયમ અને લોકનિયમ ને આધીન રહીને આવકના પ્રમાણમાં પોતાનુ ખર્ચ રાખવું એ સર્વે વિવેકી માણસોની રીતિ સુખદાયક જાણવી.

---

સન ૧૮૯૧ ની ગણત્રી.

૨૮,૭૨,૨૩,૪૩૧ હિન્દુસ્થાનની લોક સંખ્યા.

તારીજ

૧૪,૬૭,૨૭,૨૯૬ પુરૂષ. ૧૪,૦૪,૯૬,૧૩૫ સ્ત્રીઓ.

૨,૨૬,૫૭,૪૨૯ વિધવા સ્ત્રીઓની તપસીલ.

| | |
|---|---|
| ૧,૭૩,૧૪,૧૩૧ | હિન્દુ. |
| ૯૦,૪૫૫ | જૈન. |
| ૧,૨૫,૧૩૨ | સીખ. |
| ૪,૧૯,૯૭૭ | બૌધ. |
| ૬,૩૬૧ | પારસી. |
| ૪૧,૮૧,૯૦૨ | મુસલમાન. |
| ૧,૩૫,૦૦૩ | ખ્રિસ્ચીયન. |
| ૧,૨૧૨ | યાહુદી. |
| ૩,૮૧,૯૭૬ | જંગલી જાત. |
| ૧,૩૭૯ | ધર્મવિનાની. |
| ૧ | પ્રચુરણ. |

૨,૨૬,૫૭,૪૨૯

સ્ત્રીકેળવણીની શુદ્ધિ સમાપ્ત લી. કાનૂની.

## વિભાગ ૩ જો.

# રાજનીતિ

અથવા

## રાજ્યવ્યવસ્થા સારીરીતે ચલાવવાનો ઉપાય

### અધ્યાય ૧ લો.

કાયદાની રચના અને તેનો અમલ થવા સંબંધી સમજુતી.

૧ આ ઠેકાણે (રાજ્યવ્યવસ્થા) એ શબ્દ કોઈપણ રાજ્યમાં રાજ્યાધિપતિની સત્તા પ્રમાણે કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય સઘળી પ્રકારના રાજ્યવ્યવહાર દર્શક યોજવામાં આવ્યો છે.

૨. રાજ્યવ્યવસ્થાના સદરહુ વિશાળ અર્થને લગતી વળગતી સઘળી બાબતોમાં દેશ કાળાનુસાર નિર્દોષ અને સૂક્ષ્માર્થ દર્શક સ્પષ્ટીકરણ પૂર્વક પૂર્ણ કાયદા કરવા એ હરેક રાજ્યમાં રાજ્યવ્યવસ્થા બરાબર સારીરીતે ચલાવવાનુ પેહેલું સાધન જાણવું.

૩. એવા કાયદાઓનો અમલ બરાબર સત્યાર્થ ચલાવવાને માટે તેનો અમલ કરનારા લાયક માણસો કે જેમની ઉમર ૨૫ વર્ષથી ઓછી નહી અને ૬૦ વર્ષથી વધારે ન હોય એવા તથા કાયદાનો ખરો મર્મ જાણવા વગેરેના બારિક જ્ઞાનપૂર્વક વિશ્વાસપાત્ર એટલે નિર્મળ અંતઃકરણવાલા પ્રમાણિક તથા વિશાળ બુદ્ધિવંત છતાં પોતાને કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય દરેક બાબતમાં તેની પૂર્વાપર સ્થિતી સાથે દેશકાળનું ધોરણ ધ્યાનમાં રાખીને ન્યાય તથા ઉચિતમાર્ગ ચૂકે એવા કુશળ શોધક અને સ્ફુરતીવાલા અમલદારો રાખવા એ સરદહુ રાજ્યવ્યવસ્થા સારી રીતે ચલાવવાનું બીજું યોગ્ય સાધન જાણવું.

૪. દેશી રાજસ્થાનોમાં રાજ્યકારભાર ચલાવવાનું મુખ્યદ્વાર રાજ્યના મુખ્યાધિકારી તરીકે દિવાનના હાથમાં હોય છે કે જેમને ન્યાય સંબંધી કામ પણ કેટલિક વખતે કરવું પડે છે માટે એ વાત જરૂરની છે કે દેશીરાજસ્થાનોમાં દિવાનની પદવી ઉપર રાજ્યસ્થિતીને અનુસરીને એવા બાહોસ પુરૂષની નિમનુક થવી જોઇયે કે જે બ્રિટીશ અને દેશી રાજ્યોના કાયદા તથા રીત રિવાજમાં અતી નિપુણતા પૂર્વક પોલેટીકલ વિષયમાં બહુ પ્રવિણ અનુભવી છત્તાં ઉત્તમોત્તમ પ્રમાણિક હોય.

૫. અમલદારોની નિમનુક થવામાં તેમની બુદ્ધિ અને પ્રમાણિક પણાની ખાત્રી અમુક જ્ઞાન મેળવ્યાના પુરાવા દર્શક કોઇ કોઇ રીતની પરીક્ષામાં પાસ થયાના અથવા બીજી રીતના સરટીફિકટ ઉપરથી કરવામાં આવે છે એ દ્રઢ ખાત્રીનુ જોઈયે તેવું સાધન નથી.

૬. બુદ્ધિની તીક્ષ્ણતા જોઇયે તેવી ન છતાં કેટલાએકને પરીક્ષાના વિષયને લગતી સાધારણ મેહેનત યોગે તથા બીજા કેટલાંક અપ્રશંસનિય માર્ગદ્વારા પાસનાં યા બીજી રીતનાં સરટીફિકટ મળી શકવાનો સંભવ હમેશાં ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

૭. બુદ્ધિ જ્ઞાન અને પ્રેમાણિકપણું એ બાબતો સંબંધી જેટલે દરજ્જે અમલદારો અથવા પક્ષકારના પ્રતીનિધીઓમાં ખામી હોય તેટલે દરજ્જે ન્યાય વગેરેમાં દૂષણ આવવાનો સંભવ મનાય છે.

૮. કોઈપણ રાજ્યમાં અમલદારો વગેરેની નિમણુક કરવાના સંબંધમાં માણસની બુદ્ધિ ચાલાકી પ્રમાણીકપણું અને જ્ઞાન કેટલે દરજ્જે છે તેની ખાસ ખાત્રીમાટે બહુ વિચાર પૂર્વક કાયદો થવો જોઇએ.

૯. જેમ જેમ હુદ્દો મ્હોટો હોય તેમ તેમ બુદ્ધિ ચાલાકી પ્રમાણિકપણું અને જ્ઞાનની અધિકતા હુદ્દેદારની જોઇયે.

૧૦. કાયદો એ શબ્દ યથાર્થ માર્ગ સૂચક તથા સંરક્ષણ-કારક છે પરંતુ હાલમાં ચાલતા ધોરણ પ્રમાણે રાજ્યસત્તા જન્ય કાયદાનો સામાન્યાર્થે વિચારતાં એમ સમજાયછે કે નીતિના રક્ષણાર્થે યા ફેસલો કરવાના સાધન યોગ્ય સુગમતાકારક અથવા બીજી કોઈ પણ રીતના બંદોબસ્ત સારૂ કૃત્ય અને વર્જન સૂચક કારણ પરત્વે અપવાદ (છૂટ) પૂર્વક સત્તાધિશે ઠરાવેલા જેના તે વિષયના લેખી નિયમોનો સમુદાય એનું નામ કાયદો કેહેવાય છે.

૧૧. રાજનીતિ તથા લોકનીતિ અને બીજી કોઇ પણ જાતનો વ્યવ્હાર કે જેમાં કાંઇ પણ કામ કરવા અથવા ન કરવાનો સંબંધ હોય એવી સઘળી બાબતોમાં સુગમતાથી સારી રીત ચલાવવાને માટે નિયમરૂપ કાયદા કરવો દુરસ્ત છે.

૧૨. દુનીયામાં કેટલેક ઠેકાણે રાજ્ય કાયદા કરવામાં દ્રવ્ય સાધન અથવા રાગાદિ કારણ અગર સત્તાધિશની મરજીને લિધે ખરી નિર્મળતા પૂર્ણપણે સચવાતી નથી.

૧૩. જે તે ઠેકાણે થતા સર્વ કાયદા સામાન્ય વિશેષ અને સ્થાનિક એ ત્રણ મૂળ ભેદમાં આવી જાય છે પણ તેમાં યાદ રાખવાનું એ છે કે એ ત્રણે ભેદ સૂચક શબ્દોના અર્થ જેની તેની મુખ્યતાના સંબંધ પ્રમાણે જુદે જુદા થઇ પડે છે.

## ઉદાહરણ.

(ક) ગુન્હા દર્શક વિષયમાં પીનલકોડની મુખ્યતા છે તેથી તે સંબંધમાં કાયદાના ભેદાર્થે આવીરીતે સમજવા.

(૧) પીનલકોડ એ સામાન્ય કાયદો.
(૨) ટેલીગ્રાફનો આકટ વગેરે વિશેષ કાયદા.
(૩) જુગારનો આકટ મુંબઈનો એ સ્થાનિક કાયદો.

૧૪. પ્રત્યેક કાયદો તે કોને લાગુ પડેછે અને કયારથી અમલમાં આવશે તથા તેનો ઉદ્દેશ શું છે તે તેમાં અવશ્ય બતાવવુ જોઈયે.

૧૫. કાયદામાં જે કાંઈ લક્ષણો વગેરે બાંધવામાં આવે તેમાં અતિવ્યાપ્તિ અવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષ ટાળવાની જરૂર છે.

૧૬ અતીવ્યાપ્તી દોષ એને કેહે છે કે જે લક્ષણાર્થમાં લક્ષની જોઈયે તે કરતાં અધિક વ્યાપ્તી થઈ પડે.

## ઉદાહરણ.

૪. પીનલકોડ કલમ ૩૭૮ માં ચોરીની વ્યાખ્યા છે તેમાંથી (બદદાનતથી) એ શબ્દ કાઢી નાખવામાં આવે તો એથી એવું બને કે ચોરી કરનાર તથા ન કરનાર એ બેઉ ચોરીના ગુનેગાર થાય કારણ કે ચોરીના ગુન્હામાં બદદાનતની જરૂર છે તે ટાળવાથી બદદાનત હોય અથવા ન હોય તોપણ બીજી સઘળી વ્યાખ્યા પ્રમાણે મિલકત ખસેડવાથી ચોરીનો ગુન્હો ગણવામાં આવે એ અપરાધી તથા નિરઅપરાધી એ બેઉ ઉપર દોષ મુકવા જેવું થાય તેણે કરીને અતીવ્યાપ્તી દોષ કેહેવાય.

૧૭. અવ્યાપ્તી દોષ એને કહે છે કે જે લક્ષણાર્થમાં લક્ષની જોઇતી વ્યાપ્તી ન આવે અથવા વ્યાપ્તી અપૂર્ણ હોય.

## ઉદાહરણ.

ઈ. પી. ક. ૩૭૮ માં ચોરીની વ્યાખ્યા છે તેમાં છેવટમાં (તે મિલકત ખસેડે) એવા જે શબ્દો છે તેને બદલે (તે મિલકત પોતાના કબજામાં લેઈ જાય) એ શબ્દો મુકવામાં આવેતો તે અવ્યાપ્તી દોષ રૂપ થઇ પડે કેમકે એથી એવું બંને કે સદરહુ ચોરીની વ્યાખ્યા હાલ કાયમ છે તે પ્રમાણે બદદાનતથી મિલકત ખસેડનાર માણુસ ચોરીના ગુન્હામાં આવે છે તે ન આવે અને જ્યારે તે માણુસ તે મિલકત પોતાના કબજામાં લઇ જાય ત્યારેજ તે ચોરીનો ગુનેગાર થાય આ ઉપરથી ચોરીની વ્યાખ્યામાં જેટલી તરેહથી ચોરીના અપરાધ ગણાવવા જોઈયે તેટલી બધી તરેહથી ગણવામાં ન આવે ત્યારે તે અપૂર્ણવ્યાપ્તીને લિધે (અવ્યાપ્તી દોષ) કેહેવાય.

૧૮. અસંભવ દોષ એટલે જે લક્ષણાર્થમાં જેને માટે તે અર્થ યોજવાનો ઇરાદો હોય તેને તે સંભવિત લાગુ પડે નહી.

## ઉદાહરણ.

(ક) પી. કલમ ૩૭૮ (ચોરીની વ્યાખ્યા)માં તે મિલકત ખસેડે એ શબ્દોની પહેલાં (સ્વક્રિયાવિના મંત્રબળથી) એ શબ્દો ઉમેરવામાં આવે તો તે અસંભવ દોષ રૂપ થાય કેમ કે મંત્રનું એવુ સામર્થ સંભવિત નથી કે જેથી કાંઈ વસ્તુને બીજાના કબજામાંથી કાંઈપણ બીજી ક્રિયાવિના મંત્રવડે ખશેડવામાં આવે.

(ખ) ઇ. પી. કલમ ૫૦૮ ના સંબંધમાં જો એવું દરસાવવામાં આવે કે (તે બીજાની ઉપર ઇશ્વરની અપ્રસન્નતા કરાવે) એ શબ્દો અસંભવ નામે દોષકારક થઇ પડે કારણ કે ઈશ્વરનો સંભવિત સ્વભાવ એવો નથી કે એકના કહેવાથી તે બીજાની ઉપર નારાજ થાય.

(ગ) ભૂત પિશાચની મારફતે અથવા મૂંઠ ચોટ વગેરે જાદુના કૃત્યથી અથવા મંત્રશક્તિથી બીજાનો જીવ લેવો અગર વ્યથા કરવી એવી રીતે ગુન્હાની વ્યાખ્યાઓ બાંધવામાં આવે તો તે વ્યાખ્યાઓ અસંભવ નામે દોષકારક થાય કેમકે એ તમામ સાધનોમાં એવી કૃત્યત્વ શક્તિ નથી કે તેનાથી એ પ્રમાણે બની શકે.

૧૯. જેમ બને તેમ સરલ સુગમ નિશંક પૂર્ણ તથા યથાર્થ હોય એવા કાયદા કરવા એ રાજા અને પ્રજા એ બેઉને હિતકારી છે.

૨૦. જે સ્થાનિક કાયદાને સંબંધે બીજા રાજ્યના કાયદા વગેરેની મદદ વારંવાર લેવાની જરૂર પડે અથવા જે કાયદા વિકલ્પમય હોય યા જેમાં ઉત્પન્ન થતી શંકાનો ખુલાસો ન નિકળે અથવા જેમાં વારંવાર સુધારો વધારો કરવો પડે એવા કાયદાઓ અપૂર્ણતાદિ ખામી યુક્ત છે એમ સમજવું.

૨૧. જ્યારે જ્યારે અપૂર્ણતાવાલી બાબતનો પ્રસંગ આવે ત્યારે ત્યારે તે અડચણકારક થઇ પડે માટે જે કાયદો રચવામાં આવે તે પરીપૂર્ણ તથા યથાર્થ થાય એવો ઉપાય કરવો યોગ્યછે.

૨૨. જે કાયદો કરવાની ધારણા હોય તેનો મુસદ્દો પ્રથમ કોઈ એવા બાહોસ માણસ પાસે તૈયાર કરાવવો કે જે બ્રિટીશ ન્યુયાર્ક જર્મન તથા હિન્દુસ્થાનના દેશી રાજ્યોના ઘણા કાયદાઓનુ મથન કરીને તે સાથે દેશ કાળની રીતભાત વગેરે જોડી દેઇને તેમાં તર્ક અને વિચાર ખૂબ વાપરતાં તીક્ષ્ણબુદ્ધિ પૂર્વક બહુ પ્રયત્નથી સારી ઢબમાં રચે.

૨૩. મુસદ્દો તૈયાર થયા પછી બીજા હુશીઆર ચાલાક અનુભવી સારા બુદ્ધિમાનોને બતાવવો એ ઉપરથી જે ફેરફાર કરવાનું તેઓ સુચવે તે વિષે ઘટિત વિચારથી સુધારો કરીને તે રાજ્યમાં ચાલતી બધી ભાષાઓમાં તે મુસદ્દો છપાવીને પ્રજાની જાણમાં આવવા માટે છપાવીને પ્રસિદ્ધ કરવો.

૨૪. મુસદ્દાની છાપેલી નકલો સાથે વકીલો ન્યાયાધિશો ધારાશાસ્ત્રીઓ અને બીજા બુદ્ધિમાનોને એવી ભલામણ કરવી કે તેઓ તે મુસદ્દો બરાબર વાંચી સમજીને તે સંબંધી બની શકે તેટલે દરજે તર્ક વિચાર પૂર્વક ખૂબ પ્રશ્નો ઉઠાવે તથા તે પ્રશ્નો સાથે ખુલાસા પૂર્વક પોતાનો અભિપ્રાય લૉ કમેટીને લખી જણાવે.

૨૫. લૉ કમેટીમાં એવી જે જે સૂચનાઓ વગેરે આવે યા બીજીરીતે સ્વતઃ જણાઈ આવે અગર તર્ક વિચારથી ઉભી થાય તે સર્વેનો વિચાર કરીને કાયદાના મુસદ્દામાં તેનો યથાયોગ્ય ઉપયોગ લૉ કમેટીએ કરવો અને પછી તે મુસદ્દા સંબંધી બારિક વિચાર કરનારી કમેટી નિમીને તેમાં ઘટિત સુધારો કરાવીને પછી તેને મંજુર કરવા સારૂ થોડી મુદત રાહ જોવી જોઈએ.

૨૬. મુસદ્દો છાપીને પ્રસિદ્ધ થયાબાદ યોગ્ય મુદત એટલે બહુ કરીને ત્રણ મહીનાથી ઓછી નહી અને એક વર્ષથી વધારે નહી એટલી મુદતમાં તેનું પરિણામ પ્રજાને જાહેર થાય તેમ કરવું જોઈયે.

૨૭. લૉ કમેટીને યા બીજાકોઇ યોગ્ય અધિકારીને કાયદેસર રીતે અર્જ કરવા કે જાહેર કરવા શિવાય બીજી કોઈપણ રીતે કાયદાને આધીન હોય એવા કોઈપણ સરકારી અમલદાર અથવા નોકરને એવું ઠરાવવાની યા કેહેવાની છૂટ નથી કે તે કાયદામાં અમુક નિયમ ગેરવ્યાજબી છે અથવા ભૂલથી નાંખેલો છે તેથી તે અમને માન્ય નથી.

૨૮. જ્યાં સુધી જે કાયદો જેનેમાટે ચાલુ હોય ત્યાંસુધી તે કાયદો તેનેમાટે ભૂલ વિનાનો તથા બરાબર વ્યાજબી છે એમ માનીને તે પ્રમાણે વર્તવાને તથા અમલ કરવાને તેના સત્તાધિશો સહ લાગતા વળગતા સઘળા માણુસો બંધાએલા છે.

૨૯. કોઈ સરકારી નોકરે લાંચ લેઈને યા દ્વેષબુદ્ધિથી ન્યાયના કામમાં કાયદાવિરૂદ્ધ હુકમ ફેસલો ઠરાવ યા રિપોર્ટ જાણીબુજીને કરે તો તે કરનાર પીઃ કઃ ૨૧૯ પ્રમાણે ગુન્હામાં આવે છે.

ખુલાસો કાયદાના જે ભાગમાં ફક્ત એકજ પ્રકારે અમલ થાય એવો સ્પષ્ટ હુકમ નહી છતાં અર્થના અનેક માર્ગ હોય એવી બાબતમાં અર્થાદિની ભૂલને લિધે અમલદારે કાંઇ કામ અયોગ્ય કર્યું હોય તો તે કામ સદરહુ કલમ ૨૧૯ માં દાખલ થતું નથી.

## ઉદાહરણ.

(ક) સાત વર્ષથી ઓછી ઉમરનું બાલક છે એમ જાણ્યા-છતાં કાંઈ સદોષ વસ્તુને માટે પીઃ કઃ ૮૨ વિરૂદ્ધ (કોઇ પણ કાયદાના આધાર શિવાય) તેને સજા કરવાનો ઠરાવ. (ખ)ન્યાયાધિશ કરે તો તે ઠરાવ કાયદાવિરૂદ્ધ જાણીબુજીને કર્યો એમ સમજવું પરંતુ જો સાતવર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછી ઉમરનું તે બાલક હોય અને તેને કાંઈ સદોષ વસ્તુને માટે તે ન્યાયાધિશ સજાનો હુકમ કરે તો તે ન્યાયાધિશને પીઃ કઃ ૨૧૯ માંથી બચવાનો માર્ગ મળે છે કેમકે તેવા બાળકને માટે અપવાદ દર્શક પીઃ કઃ ૮૩ માં જે શર્ત મુકેલી છે તેના દ્વિઅર્થને લગતી બાબતમાં ન્યાયાધિશની ભૂલ થવાનો સંભવિત સબબ લાગુ પડે છે.

૩૦ પીનલકોડ કલમ ૨૧૯માં સરકારી નોકરને બચાવનો જે માર્ગ મળેછે તેનો ગેરવ્યાજબી લાભ તેઓ ન લઈ શકે એ હેતુ સાધક એમ ઠરાવવું યોગ્ય છે કે પુરાવાના કાયદાની કલમ ૫૭ માં જે જે બાબતો ન્યાયાધિકારની રૂએ ધ્યાનમાં રાખવાની જણાવી છે તેમાંની કોઇ પણ બાબત પોતાની ધ્યાનમાં નહી રહ્યાનું કોઇ સરકારી અમલદાર બતાવે તો તેનું પાકુ કારણ સાબેત કરી આપવાનો બોજો તે અમલદારને શીર રહે.

૩૧. પ્રત્યેક માણુસ પોત્તે જે કાયદાને તાબે હોય તે કાયદાથી તેણે વાકફ રહેવું જોઈએ તથા તે કાયદા વિરૂદ્ધ નહી વર્તવું એ તેની ફરજછે.

૩૨. જેનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું ન હોય એવી સૂક્ષ્માર્થ ભરેલી જે બારીકીઓ કાયદામાં હોય તે કાયદાના હિમાયતીઓ વગેરેએ પ્રયત્ન પૂર્વક શોધન કરીને સમજવી જોઇયે.

૩૩. યાદ રેહેવું જોઇયે કે કાયદા રચવામાં અને તેને અનુસરીને યથાર્થ ન્યાય કરવામાં બહુ કાબેલિઅત તથા પ્રમાણિકપણાની જરૂર છે.

૩૪ ઉત્તમ રાજનીતિ ચલાવવાને માટે રાજ્યાધિપતિ અને તેમના પ્રતિનિધીઓ વિચક્ષણ તથા બહુ વિવેકી જોઇયે અને તેમણે આ નીચે કલમ ૩૫ માં જણાવેલી વ્યાખ્યા પ્રમાણે તથા તેને અનુસરીને બહુ ડાહાપણ ભરેલી રીતે રાજનીતિ ચલાલવી એ તેમનુ ખાસ કર્તવ્ય તથા ભૂષણ છે.

ખુલાસો આ ઠેકાણે ( વિચક્ષણ ) એ શબ્દમાં સમજશક્તિ યાને તીક્ષ્ણબુદ્ધિ અને સ્મરણશક્તિ સમાય છે.

૩૫ (રાજનીતિ) ન્યાયપદ્ધતિ તથા હકુમત ચલાવવાના ધોરણ સૂચક તથા રાજા અને પ્રજા એ બેઉના હિત સંબંધમાં સુરક્ષિત ધર્મમાર્ગદર્શક લેખી અને અલેખી કાયદાના બંધારણથી તથા દેશ કાળાનુસાર રાજ્યસત્તાને અવલંબીને થતા હુકમો તથા બંદોબસ્તથી લોકોને યોગ્ય પ્રવૃતિમાં રાખવા તથા અયોગ્ય પ્રવૃતિથી છોડાવવા ઇત્યાદિ પ્રકારે રાજ્ય તરફની જે મુનાસબ પ્રવૃતિ તેનુ નામ રાજનીતિ જાણવુ.

ખુલાસો યોગ્યપ્રવૃતિ એટલે કોઇપણ જીવને શરીર મન આબરૂ અથવા મિલકત સંબંધી કોઇપણ રીતે હાનિ ન પહોચે એવી પ્રવૃતિ જાણવી.

### અધ્યાય ૩ જો.

## બ્રિટીસ કાયદામાં સુધારો થવા લાયક થોડી બાબતો.

૩૬ (૧) રૂસવત લેવાના ગુન્હા માટે પીનલકોડ કલમ ૧૬૧ માં સરકારી નોકરને સજા ઠરાવી છે તેજ પ્રમાણે તે રૂસવત આપનારને મદદગારતરીકે એકસરખી સજા થવાવિષે કલમ ૧૦૯ માં જણાવ્યુંછે.

(૨) એ નિયમ રૂસવત આપ્યાના ગુન્હા જાહેરમાં આવતા રોકવા જેટલો બળવાન દિસે છે તેથી તેમાં ફેરફાર થવો મુનાસબ છે.

(૩) એવા ગુન્હામાં રૂસવત આપનાર તથા લેનાર એ બેઉને સરખા ગુન્હેગાર ઠરાવવાથી તે બેમાંથી કોઇ એકની તરફથી પણ તે વાત કબુલ થઈ શકે નહી કેમકે તે કબુલ કરવાની સાથે કબુલત કરનારની ઉપર ગુન્હો આવી પડે છે.

(૪) જ્યાં સુધી એવા ગુન્હા જાહેરમાં નહી આવી શકે ત્યાં સુધી તે ગુન્હાનાં કૃત્યો બંધ પડી શકશે નહી માટે તે બે મધ્યે ઉચિત દેખાય તેવા કોઈ એકને પણ શર્તથી બચાવ આપવો જરૂરનો છે.

(૫) એમાં રૂસવત લેનારને બચાવ આપવો ન્યાયથી અનુકુલ આવશે નહી પણ જો રૂસવત આપનારને તે બચાવ આપવામાં આવે તો તે ગુન્હા બાહેર લાવવાના સાધન તરીકે ઉપયોગી થઇ પડશે.

(૬) આ ફેરફાર કરવાની સૂચના વડોદરા લૉ કમેટીને પણ પસંદ પડેલી દિસે છે જુઓ વડોદરાના ફોજદારી નિબંધના મુસદ્દાની કલમ ૧૨૮ માં વિશેષ ઠરાવ કરી રૂસવત આપનારને તેની સાક્ષી લેવાને પ્રસંગે શર્તી માફી આપવાનુ જણાવ્યું છે.

(૭) વળી જુઓ કે છીનાલાના ગુન્હામાં જેમ કૃત્યકારી સ્ત્રી અને પુરૂષ એ બેઉની વિરૂદ્ધ સાબેતીનો પુરાવો શોધી લાવવાની ફરજ ફરીઆદ કરનાર (તે સ્ત્રીનો ધણી)ને માથે છે તેમ રૂસવતના ગુન્હામાં નથી વળી રૂસવતના ગુન્હાની સાબેતી સારૂ કોઈ ખાનગી માણસ પેરવી કરે એવો જોઇયે તેવો મજબુત સંભવ નથી.

(૮) એ વગેરે બિના ધ્યાનમાં લેતાં ઉચિત જણાય છે કે એવી બાબતમાં રૂસવત આપનારને કોઈપણ શર્તે બચાવ આપવો એ વાત ડાહાપણ ભરેલી છે.

૩૭ (૧) ઉપલા ધોરણ પ્રમાણે ઇ૦ પી: કઃ ૧૬૨–૧૬૩ ના ગુનેહગારોને પણ શર્તથી માફી આપવાનું વડોદરા લૉ કમેટીને પસંદ પડેલું જણાય છે. અર્થાત્ તે મુસદ્દાની કલમ ૧૨૮ માં ઉપર મુજબ શર્તી માફી જણાવી છે.

(૨) એ વિષે દરીઆફ્તી કરવાથી એવા ગુન્હા જાહેરમાં લાવવાના હેતુથી કઃ ૧૬૨–૧૬૩ ના ગુનેહગારોને કોઈપણ શર્તે માફીમાં દાખલ કરવા મુનાસબ નજર આવશે.

૩૮. (૧) ઇંન્ડિયન પીનલકોડ કલમ ૩૧૭ માં બાર વર્ષની અંદરની ઉમ્મરના બાળકને બિલકુલ તજવાના ઇરાદાથી તેની મા અથવા બાપ કોઈ જગ્યામાં ખુલ્લુ મુકે તો તે બાબત તે માબાપને સજા ઠરાવેલી છે પરંતુ જો એવું બને કે તે માબાપ પોતે જાતે એ પ્રમાણે નહી કરતાં બીજા કોઇની પાસે તે બાલકને એવી રીતે ખુલ્લુ મુકાવે તો તેનું કેમ એનો જોઇતો ખુલાસો તેમાં જણાતો નથી આ એક ઇન્ડિયન પીનલકોડની ખામી દીસે છે.

(૨) આ સંબંધમાં વડોદરાના ફોજદારી નિબંધનો મુસદ્દો કરનાર સાહેબે આપેલું ધ્યાન ડાહાપણ ભરેલું છે અર્થાત્ તે મુસદ્દાની કલમ ૩૦૪ માં સદરહુ ખામી સુધારીને એમાં લાગુ પડતા ગુનેગારોને જોઈતી સજા દરસાવી છે.

૩૯. (૧) ઇન્ડિયન પીનલકોડ કલમ ૪૯૭મા વ્યભીચાર સંબંધી ગુન્હાના સ્વરૂપ સાથે તે ગુન્હો કરનારને શિક્ષા ફરમાવેલી છે તેની છેવટમાં તે દોષિત સ્ત્રીને શિક્ષા નહી થવા માટે છૂટ મુકેલી છે.

(૨) એ સંબંધમાં તે કલમ ૪૯૭ની બારીકી જુઓ કે જો કોઇ બીજી સ્ત્રી એવા કામમાં મદદગાર હોય તો તે બીજી સ્ત્રી મદદગારની સજાથી બચતી નથી ત્યારે એમાં વિચારવા જેવું એ છે કે જેનાથી ગુન્હો બન્યો તે સ્ત્રી ખુદ બચી જાય અને તેમાં સામીલ રહેનાર બીજી સ્ત્રી દંડાય એ કેમ મુનાસબ ગણાય.

(૩) બીજા જે કોઇ દેશી રાજ્યોના કાયદામાં એવા કૃત્યને માટે તે કૃત્યકારી પુરૂષ અને સ્ત્રી એ બેઉને શિક્ષા ઠરાવેલી છે તે એવા ગુન્હા અટકાવવાના હેતુથી વ્યાજબી માનવામાં આવે છે.

## ઉદાહરણ.

(ક) વડોદરા રાજ્યમાં લૉ કમેટીને ઉપર દર્શાવેલી ખામી સુધારવાનુ અમારી સુચના મુજબ વ્યાજબી લાગ્યું છે જુઓ વડોદરાના ફોજદારી નિબંધનો મુસદ્દો કલમ ૨૭૬ માં કૃત્યકારી સ્ત્રી અને પુરૂષ એ બેઉને સરખી સજા દરસાવી છે. અને ત્યાંના જુના કાયદામાં પણ એ બેઉને સજા હતી.

(ખ) જુઓ રયાસત ઇન્દુર દંડનીતિ (હોલકર રાજ્યનો ફોજદારી કાયદો) કલમ ૨૫૨ તથા ભાવનગરસ્ટેટનો કાયદો એમાં બદકર્મ કરનાર પુરૂષ અને સ્ત્રી એ બેઉને સજા નિમેલી છે.

(૪) એ વગેરે દાખલા સાથે ન્યાયદૃષ્ટીથી વિચારતાં પીનલકોડ કલમ ૪૯૭ માંથી નિકળતો સ્ત્રીના બચાવ વિષેનો સવાલ ઈન્ડિયન પીનલકોડની એ વિષયમાં ખામી દરસાવનારો થઈ પડે છે

(૫) દરેક ગુન્હાને માટે શિક્ષા ઠરાવવામાં એવો હેતુ હોય છે કે જેથી તે ગુન્હા થતા અટકે એ હેતુ સદરહુ ગુન્હાને માટે તે ગુન્હેગાર ખાસ સ્ત્રીને માફી આપવાથી સચવાતો નથી.

(૬) જો કદાપી એમાં એવો તર્ક પેદા થાય કે બદકર્મનું છાનુ કૃત્ય સાબેત થવાનેમાટે તે કૃત્ય કરાવનાર સ્ત્રીને બચાવ આપવો પડે તેના જવાબમાં જુઓ કે પીનલકોડ કલમ ૧૬૧ નો ગુન્હો સરકારી નોકરે રૂસવત લેવા સંબંધી છે તે પણ છાનુજ કૃત્ય હોય છે તો પણ એમાં રૂસવત આપનારને મદદગારીની માફક કલમ ૧૦૯ મુજબ શિક્ષા થઇ શકે છે વળી બીજાં કેટલાંક છુપાં કૃત્યો હોય છે તેને જાહેરમાં લાવવાને માટે કાયદામાં કેટલાંક સાધનો છે એ ધોરણે બારિકીથી જોઇયે તો બદકર્મના ગુન્હામાં સ્ત્રીનો ધણી વગેરે ફરીઆદ કરનાર હોવાથી પુરાવો મેળવવાની તેને માથે ફરજ છે તેથી તે ફરજ અદા કરવા માટે તેઓ બનતી શોધ કરશે એ સંભવિત છે તેથી તેમાં સ્ત્રીને માફી આપવાને પ્રબલ કારણ દેખાતું નથી.

૪૦ (૧) પુરાવાનો કાયદો સન ૧૮૭૨ નો પહેલો આક્ટ છે તેની ૧૨૬ મી કલમમાં બારિસ્ટર અને પ્લિડર વગેરેને તેમના ધંધાને પ્રસંગે તેવું કામ કરવાને માટે તેના અસીલે જે વાત કહી હોય તે વગેરે પ્રગટ કરવાની પરવાનગી તેના અસીલની સ્પષ્ટ રજામંદિ શિવાય કોઇ પણ સમયે આપવી નહી એવી મતલબનો નિયમ છે પરંતુ તે પ્રમાણે વૈદ્યને રોગી માણુસે પોતિકા રોગ નિવારણ અર્થે કહેલી વાત પ્રગટ કરવાનો અટકાવ તે કલમમાં દરસાવ્યો નથી.

(૨) જેમ બારિસ્ટર વગેરેને કહેલી વાત તેમણે પ્રગટ કરવી એ તેમના કર્તવ્યકર્મ વિરૂદ્ધ છે તેજ પ્રમાણે વૈદ્ય કે ડાકટરને રોગી માણુસે પોતિકા રોગનિવારણ નિમિત્તે કહેલી વાત પ્રગટ કરવી વૈદ્યના કર્તવ્યકર્મ વિરૂદ્ધ છે આવા ન્યાયથી વિશેષ ન્યાયના આક્ટની કલમ ૫૪-૫૫ ને આધારે ફરીઆદી થયાપરથી કોર્ટ મના કરી શકે છે પરંતુ તેને અનુસરીને પુરાવાના કાયદામાં તે કલમ ૧૨૬ ને લગતા સ્પષ્ટીકરણ તરીકે ખુલાસો આપેલો દિસ્તો નથી માટે સદરહુ કલમ ૧૨૬ માં યા તે નીચે એક પેટાકલમ વધારીને કલમ ૧૨૬ મુજબનો પ્રતિબંધ સ્પષ્ટ રીતે વૈદ્યનું કામ કરનારાઓને લાગુ પાડવો જોઇયે.

---

## અધ્યાય ૨ જો.

### વકીલો તથા ન્યાયાધિશો સંબંધીની પરીક્ષામાં ઉમેરો કરવા લાયક.

૪૧. ન્યાયની સાથે શારીર અને વૈદક વિદ્યાનો સંબંધ હોય એવી કેટલીએક બાબતોનાં કામ ન્યાયની કોર્ટોમાં ચાલે છે તેવે પ્રસંગે શારીર અને વૈદકને લગતી બાબતોની માહીતિ પક્ષકારના વકીલોને તથા ન્યાયાધિશોને અગત્યની અને ઉપયોગી થઈ પડે છે એટલા માટે વકીલ તથા ન્યાયાધિશ સંબંધીની પરીક્ષામાં જ્યાં જ્યાં શારીર અને ન્યાયવૈદક શાસ્ત્ર ભણવામાં આવતું ન હોય ત્યાં ત્યાં તે તે શાસ્ત્ર યા તેનો જરૂરનો ભાગ ઉમેરવો યોગ્ય તથા ફાયદાકારક છે.

## વિભાગ ૪ થો.

# લોકનીતિ યાને નીતિધર્મ.

૪૨ (નીતિ) સત્યાર્થપણે ઉચિત હેતુથી યોગ્ય ઉપાયથી અને ઘટતી સંભાળથી મુનાસબ કામોનું પ્રવર્તન અને તેનાથી ઉલટાં કામોનું નિવર્તન કરવું એ નીતિનું લક્ષણ જાણવું તથા નીતિ એ શબ્દમાં રાજનીતિ, લોકનીતિ અને ધર્મનીતિ ઇત્યાદિ નીતિબોધક નામો સમાય છે..

૪૨ લોકનીતિ એનો સંક્ષેપ અર્થ એ છે કે માણસોએ એક બીજાના વ્યાજબી હક્ક તથા જાનમાલને કોઇપણ રીતે આડે ન આવતાં સુલેહ શાન્તી જાળવી રાખવાને માટે પ્રવૃતી તથા નિવૃતીને લગતો સદાચરણરૂપ જે ઉચિત વ્યવહાર તેનું નામ લોકનીતિ કહેવાય અને તેના સંબંધમાં વિવેક વિચાર વ્યવહાર દેશ કાળ અને ન્યાય વગેરે સમાય છે.

### ઉદાહરણ (નીતિ સૂચક.)

(૧) મન, વચન અને કાયાની શુદ્ધતા પૂર્વક વ્યાજબી રાહે વર્તવું એ નીતિનો માર્ગ છે.

(૨) મનનો જે ઈરાદો, હેતુ અથવા વિચાર કોઈપણ જીવના શરીર, મન, આબરૂ અથવા મિલકતને હાનિકારક ન હોય એવી રીતના સાફ દીલને મનની શુદ્ધતા કહીયે.

(૩) નિષ્કપટપણે સાચે સાચુ તથા ઉચિત હોય એવું જે વચન બોલવું તેને (વચનની શુદ્ધતા) કહે છે.

(૪) મન અને વચન શિવાય બીજા તમામ ભાગનાં શરીરની વર્તણુક યાને પ્રવૃતી, નિવૃતી નિર્દોષ (યોગ્ય) હોય તેને (કાયાની શુદ્ધતા) કહે છે.

(૫) (નિર્દોષ પ્રવૃતી) કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી ઘટતી સંભાળ અને સાવધાનીથી કરવું તેનું નામ નિર્દોષ પ્રવૃતી.

(૬) (સદોષપ્રવૃતી) એ છે કે જે નિર્દોષ પ્રવૃતીનું સ્વરૂપ ઉપર જણાવ્યું છે તેમાંના કોઇ પણ ભાગની વિરૂદ્ધ પ્રવૃતી હોય તે.

(૭) (યોગ્ય નિવૃતી) જે નિવૃતીથી નીતિ તથા માનવધર્મને બાધ ન આવે તે યોગ્ય નિવૃતી જાણવી.

(૮) (અયોગ્ય નિવૃતી) જે નિવૃતી વડે બીજા કોઇપણ જીવને અન્યાયની રીતે હાની પહોંચે તેનું નામ અયોગ્ય નિવૃતી કહેવાય.

## દાખલો (પેટા ઉદાહરણ.)

(ક) નુ એક અતી ન્હાનું બાળક છે તેને ખોરાક આપી પોષણ કરવાની (ક)'ની ફરજ છે તે ફરજ (ક) જાણી-બુજીને ખરાબ હેતુથી બજાવે નહીં એટલે તે બાળકને પોતાની શક્તિ મુજબ લાયક ખોરાક પૂરો ન પાડે એવા ઇરાદાથી કે તેથી તે બાળકનું મોત થાય. હવે તેણેકરીને તે બાળક મરી જાય તો તે નિવૃતી કસૂર રૂપે થઈ પડતાં તે કસૂર વડે બ્રિટીશ કાયદા પ્રમાણે માણુસનું મોત આણ્યાનો ગુન્હો તેની ઉપર લાગુ પડે, આ એક દાખલો મોટી અયોગ્ય નિવૃતીનો બતાવ્યો છે એ ધોરણે પોતાને કરવા યોગ્ય જે કામ પોતે નહી કરવાથી બીજાને કોઈપણ રીતે ગેરવ્યાજબી હાનિ પહોંચતી હોય તે સઘળી અયોગ્ય નિવૃતી કહીયે.

(૯.) અસત્ય નબોલવું કોઇપણ જીવને દુ:ખ નદેવું પરાયોમાલ તેના તરફની રજાવિના નલેવો પોતાની સ્ત્રી વિના બીજી કોઇપણ સ્ત્રીનો સંગ નકરવો એ સર્વે વર્જન સદાચરણ દર્શક છે.

(૧૦) યોગ્ય બદલો આપ્યા વિના કોઇ પાસેથી કાંઇ પણ ચીજ મફત લેવાનો હેતુ નીતિસર નથી.

(૧૧) ઉચિત અવેજના બદલામાં કોઇપણ ચીજ લેવી એ નીતિનો વ્યવહાર છે.

(૧૨.) ન્હાની ઉમરના એટલે વર્તમાનમાં ચાલતા બ્રિટીશ આક્ટ (સને ૧૮૭૫ નો ૯ મો) પ્રમાણે અઢાર વર્ષની અંદરની વયના માણસોએ પોતાના વાલીના રક્ષણમાં રહેવું તથા તેમની આજ્ઞા પાળવી એ બાળકોનો પેહેલા નંબરનો ધર્મ ઉચિત વ્યવહારમાં ગણાય.

(૧૩.) વાલી તરીકે બાપે પોતાનાં છોકરા છોકરી ન્હાની ઉમરનાં હોય તેમનું અથવા મોટી ઉમર હોય તોપણ જેઓ પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત હોય તેમને ખાવાપીવા પેહેરવા વગેરે તથા તેમને વિદ્યાભ્યાસ પૂર્વક મનની તથા તનની કેળવણી (સ્કૂલ વગેરે દ્વારા) આપવી ઇત્યાદિ પ્રકારે પોતે જાતે તથા બીજા-ઓની મારફતે સગીરવગેરેનું સંરક્ષણ કરવું એ ઉચિત વ્યવહાર છે.

(૧૪.) રાજાએ પોતાની પ્રજાનું રક્ષણ કરવું અને પ્રજાએ રાજાની આજ્ઞા પાળવી એ ઉચિત વ્યવહાર છે.

(૧૫.) રાજ્યકાયદા બહુધા નીતિ જાળવવાના ઉદ્દેશથી બાંધેલા હોય છે પરંતુ સત્તાધીશની મરજીને લીધે કરેલા અથવા દ્રવ્યસાધન કે બીજું હરકોઇ રાગાદિ કારણને લીધે કરેલા કેટલાક કાયદા નીતિ જાળવવામાં દૂષણરૂપ થઇ પડેછે.

(૧૬) બુદ્ધિ, જ્ઞાન અને પ્રમાણિકપણું એ બાબતોમાં જેટલે દરજ્જે માણસમાં ખામી હોય તેટલે દરજ્જે નીતિભંગ રૂપ સદોષપણાનો સંભવ છે.

(૧૭.) રાજ્યના જે કાયદા કે હુકમને તાબે જે માણસ હોય તે માણસની ફરજ છે કે તેણે તે કાયદા તથા હુકમને અનુસરવું પછી ગમે તો તે કાયદો કે હુકમ બરોબર નીતિસર ન હોય તોપણ તે ફરજને લીધે નિરઉપાયથી તેણે કરેલું કામ નીતિવિરૂદ્ધ માનવું નહી જોઇયે.

(૧૮.) એક વ્યાપાર કરનાર માણસ પોતાનો માલ દેશકાળ ભાવને અનુસરીને યોગ્ય નફો લઈને વેચે છે તો તે નીતિવિરૂદ્ધ નથી.

(૧૯.) કોઈ વ્યાપારી. પોતાનો માલ યોગ્ય નફો લઇને વેચે છે. પરંતુ તે લેનારને પ્રથમથી એમ ખોટું સમજાવે છે કે આ માલ મ્હે અમુક કિંમતે વેચાણ લિધેલો છે અથવા મને અમુક ભાવે પડયો છે તો તે ખોટું સમજાવવા પૂરતું તેનું કૃત્ય અનીતિમાં સમાય છે.

(૨૦). એક ઝવેરીએ એક હીરો એક હજાર રૂપીયાની કીમતે ખરીદ કર્યો છે તે હીરો બીજાને વેચાણ આપતી વખતે તે વેચવાવાળો ઝવેરી પોતે તે હીરો કેટલી કીંમતે વેચાણ લીધો છે તે કંઇ બતાવતો નથી; પરંતુ તે હીરાની કિંમત તેના સમજવામાં રૂ. (૨૦૦૦) બે હજાર રૂપીયાની છે તેટલી પૂરી કીંમતે વેચાણ આપવાનું કબુલ કરે છે તથા તેની સાથે વળી એમ કહે છે કે આ હીરો મ્હારા વિચાર પ્રમાણે પૂરા બે હજાર રૂપીયાની કીંમતનો છે એ તેનું કહેવું પોતાના માનવા પ્રમાણે ખરૂં છે તો તે વેચાણના વ્યવહારનું કૃત્ય નીતિવિરૂદ્ધ ગણાય નહી કેમકે તેણે બીજાને ખોટો વિશ્વાસ બેસાડવા જેવું કહ્યું નથી પણ જો તે એમ કહે કે આ હીરો મેં રૂ. (૨૦૦૦) બે હજાર અથવા ૧૫૦૦ રૂપીયાની કીંમતથી ખરીદ કરેલો છે તો તે નીતિવિરૂદ્ધ છે.

(૨૧.) એક પુસ્તક પ્રસિદ્ધ કરનારે પુસ્તક ઉપર કીમતનો આંક જણાવ્યો છે તેટલી બરોબર કીમતે સઘળાને એક સરખી રીતે તે પુસ્તક વેચાણ આપે છે. સાધારણ રીતથી જોતાં તેણે ઠરાવેલી કીમત બીજાના મતથી વધુ સમજાય તોપણ સઘળાને માટે એક સરખી કીમત લેવાનો તેનો વહીવટ સાક્ષાત નીતિ વિરૂદ્ધ કહેવાશે નહી.

(૨૨.) આહારદાન. ઔષધદાન, જ્ઞાનદાન સ્થાનદાન અને અભયદાન એ સર્વે ઉચિત વ્યવહારને શોભાવનાર ભૂષણ છે.

(૨૩.) પરનું હિત ચિંતવવું એ મૈત્રી ભાવના, બીજાનું દુઃખ નિવારણ કરવાનો ભાવ એ કરૂણા ભાવના, બીજાનું સુખ જોઇ સંતુષ્ટ રહેવું એ પ્રમોદભાવના પરાયાદોષ જાણ્યા છતાં મધ્યસ્થ રહેવું એ ઉપેક્ષા ભાવના એ પ્રમાણે ચાર ભાવનાઓ સદાચરણને પુષ્ટીકારક છે.

(૨૪.) પરોપકારી બુદ્ધિથી લોકોપયોગી કામો કરવાં તથા તેમાં ઉત્તેજન અને મદદ આપવી એ પરમાર્થીક ભૂષણ છે.

(૨૫.) પોતાંને જે કાંઇ બુદ્ધિ જ્ઞાન વિદ્યા લબ્ધી હુન્નર કળા અગર લક્ષ્મી બળ યા બીજી કોઇપણ જાતની શક્તિ હોય યા પ્રાપ્ત થાય તેનો સદુપયોગ કરવો એમાં સર્વે પ્રકારનું ખરેખર ડાહાપણ સમાયલુ છે.

ખુલાસો (૧) જે વસ્તુનો ઉપયોગ કરવામાં નીતિનું રક્ષણ થતુ હોય અથવા વિદ્યા જ્ઞાન કે હુન્નર કળા યા બીજી કોઇપણ વ્યવહારોપયોગી કે લોકોપયોગી બાબતમાં સુધારો યા વધારો થતો હોય. શોભા યા પરોપકાર યા ઉચિતદાન પુન્ય કે ધર્મ થતો હોય શરીર મન આબરૂ અને મિલકતના નુકશાનનો બચાવ થતો હોય કોઇપણ જીવને દુ:ખથી મુકાવવાનું યા હરકોઈ રીતનું ઉચિત રક્ષણ થતું હોય અથવા કેળવણી વગેરેનો વધારો વગેરે હિતકારી કામો થતાં હોય તે તે ઉપયોગનું નામ સદુપયોગ છે એમ સમજવું.

ખુ. (૨) કોઈપણ ઉચિત કામમાં બુદ્ધિ વાપરવી ધનખર્ચ કરવું યા તન મન વચન જોડવું ઇત્યાદિ પ્રવર્તન કરવું તે ઉપયોગ સૂચક છે.

ખુ. (૩) પરોપકારને લગતા કોઈપણ કામમાં સાફ દીલથી ઉદાર ભાવથી બીજા કોઈને ઉત્તેજન યા મદદ આપવી એ પણ સદુપયોગમાં સમાય છે.

ખુલાસો (૪) અજ્ઞાન લોકોથી પડેલી નુકસાન ભરેલી રૂઢી અર્થાત માણસ મરી ગયાના કારણસર રોવા કુટવા વગેરેનું કૃત્ય સમજુ માણસ ના કરે તો તેથી કાંઇ નીતિનો ભંગ થતો નથી બલકે તે નિવર્તન નીતિને ઉત્તેજન કારક છે.

૩. કેળવણીનાં પ્રારંભમાં બાળકોને નીતિનો એવો સારો બોધ આપવો જોઇયે કે જેથીકરીને તેઓ વિશ્વાસ પાત્ર થાય.

૪. મહીમા, કીર્તી, ઇજ્જત અને કુશળતા સારીરીતે મેળવવાની જેની ઇચ્છા હોય તેણે નીતિપૂર્વક ખૂબ વિદ્યા શીખવી જોઈયે.

૫. આ દુનીયામાં સઘળા લોકોને સુખનું મૂળ બીજ નીતિ તથા વિદ્યા એ બેઉ છે. તેમજ દુ:ખનું બીજ અનીતિ તથા અવિદ્યા એ બે છે.

૬. સુખની ઈચ્છા સર્વેને છે પરંતુ તેની પ્રાપ્તી સારૂ શું કરવું જોઈએ અને શું ન કરવું જોઇએ તેનો ખ્યાલ ઘણે ભાગે નહીં હોવાથી પ્રવૃતી વ્યવહાર સારો રહેતો નથી. એ દુ:ખદાયક છે એટલા માટે સુખના સાધનભૂત નીતિધર્મ તથા વિદ્યાનો વિશેષે કરીને પ્રચાર કરવો જરૂરનો છે.

૭. (ધર્મ) નિર્દોષ આપ્ત (પૂર્ણ વિશ્વાસપાત્ર મહા સત્ય પુરૂષ) એમણે જણાવેલો જે માર્ગ (આત્મહિત કામોનું પ્રવર્તન અને આત્મ અહિત કામોનું નિવર્તન રૂપ) તેને અવલંબીને જે મત કહેવાય છે તેનું નામ ધર્મ એમ સમજવું.

૮. (જ્ઞાન) જીવાત્મક તથા અજીવાત્મક અથવા સાકાર અને નિરાકાર પદાર્થનો બોધ જે આત્મિક ગુણેકરીને અથવા ઇન્દ્રિઓ, મન, અને બુદ્ધિ વડે થાય છે તેનું નામ જ્ઞાન કહેવાય છે અને તેમાં અનેક તરેહની વિદ્યા, હુન્નર કળા વગેરે સમાય છે.

૯. (સુખ) ઇષ્ટ સંયોગ અને અનિષ્ટ વિયોગ પૂર્વક મન અને શરીરની પીડાથી રહીત ચીતની નિરાકુલતા યાને સંતોષ હોય તેને સુખ કહે છે. એમાના હરકોઇ પ્રકારે જેટલે દરજ્જે મનને અનુકુલ હોય તેટલે દરજ્જે સુખ મનાય છે.

## ઉદાહરણ (સુખ સૂચક.)

(ક) દંપતિયોગ એટલે જે પતિ પત્નિનો સંબંધ વય બુદ્ધિ જ્ઞાન અને શરીર સ્થિતિ ઇત્યાદિ પ્રકારે સાનુકુલ છતાં પરસ્પર અવિરૂદ્ધ તેમના ગુણકર્મ સ્વભાવ વડે સંતોષ પૂર્વક એ બેઉનો એકબીજાની ઉપર અભંગ પ્રિતિભાવ જન્ય ઉપજતો આનંદ સુખસૂચક છે.
ઉક્ત પ્રકારોમાં જેટલે દરજ્જે ફેર હોય તેટલે દરજ્જે તે સંબંધી સુખ ઓછું જાણવું.

(ખ) જેઓને ધન અને હુકુમત એ બેઉનો સદ્‌ભાવ જેટલે દરજ્જે હોય તેટલે દરજ્જે તેઓને તે વિશેષ સુખદાયક છે.

(ગ) વિદ્યા, હુન્નર અને જ્ઞાન એ સુખનાં સાધન છે.

(ઘ) લાયક ગુણોવાલી સંતતિ અને જોઇતી ઇષ્ટ પ્રાપ્તિ વ તનદુરસતી સુખ સૂચક છે.

૧૦. (દુઃખ) સુખથી વિપરીત યાને ઇષ્ટ વિયોગ વ અનિષ્ટ સંયોગ પૂર્વક મન યા શરીરની અગર એ બેઉની પીડાયુક્ત અસંતોષ અથવા ચિંત્તા એ દુઃખ કહેવાય. એમાં જે જે પ્રકાર મનથી પ્રતીકુલ જેટલે દરજ્જે ઉદયમાં હોય તેટલે દરજ્જે દુઃખ મનાય છે.



## (૨) માણસોનું સાધારણ કર્તવ્ય.

૧૧. દરેક માણસે પોતીકા મનુષ્ય ભવની સફળતા રૂપે પુરૂષાર્થ તરીકે સામાન્ય રીતે આ નીચે લખ્યાં કામો કરવાં જોઈયે.

(૧.) પ્રાજ્ઞતા મેળવવી અર્થાત બુદ્ધિદ્વારા વિદ્યા, અવિદ્યા સત્ય, અસત્ય, સુકર્મ, કુકર્મ, ઇત્યાદિનો નિશ્ચય કરવો.

(૨.) પેહેલી પોતાના ઉદર નિરવાહની અને બીજી પોતાના તથા બીજાઓના પરલોક સુધારાની એ બે કળાઓ જરૂર શિખવી જોઇયે તથા તે કળાઓનો સદુપયોગ કરવો.

(૩.) સઘળાં કામોમાં પોતાની વર્તણુક સત્યશીલપૂર્વક યાને નીતિને અનુસરતી રાખવી જોઈયે.

(૪.) હમેશાં શુદ્ધબુદ્ધિથી એવી સંભાળ રાખવી જોઈયે કે પોતાને નિમિત્તે બીજા કોઇપણ જીવપર અનીતિ ન ગુજરે અર્થાત આપણુ કોઇપણ કૃત્ય યા આપણી કશુર વડે કરીને બીજા કોઇપણ જીવને શરીર મન આબરૂ અને મિલકત એમાના કોઇપણ પ્રકારની હાની ન પ્હોચે એમ વર્તવું.

(૫.) માણના સ્વતંત્રપણામાં અંકુશ તરીકે આ એક કુદરતી નિયમ હમેશાં ધ્યાનમાં રહેવો જોઈયે કે કોઈપણ સખસને બીજાની ઉપર અનીતિ વાપરવાની છૂટ નથી અને એમ માનવું જોઇયે કે દરેક માણસ બીજા હરકોઈ પ્રાણીને સંબંધે નીતિથી વર્તવાને બંધાએલો છે.

(૬.) અનીતિદ્વારા એક સખસથી બીજા સખસને શરીર, મન, આબરૂ, અને મિલકત એ ચારમાં ગમે તે પ્રકારની હાનિ પહોંચે છે એ દુઃખકારક યાને ત્રાસદાયક પ્રવૃતિનો અટકાવ કરવો જરૂરનો છે.

(૭.) મોટી અનીતિ ટાળવામાં ઘણેભાગે બ્રિટીશકાયદા બળવાન છે. એ શિવાય બીજી સૂક્ષ્મ અનીતિનો પાર નથી તે ટાળવાને માટે માણસે વિચારપૂર્વક સાર અસાર સમજીને વિવેકથી વર્તવું જોઇયે.

(૮.) જેઓ મિલકત ગ્રાહી હોય તેમણે પોતાની તનદુરસ્ત હાલતમાં પોતાની મિલકતનું વીલ પૂરતા વિચારથી ચોકસ નિગાહ પૂર્વક કાયદેસર ઉપયોગી થઇ પડે એવું પોતાના હાથે કરીને યા બીજા કોઇ ભરૂસાદાર બાહોસ માણસ પાસે કરાવીને યોગ્ય સ્થળમાં મુકવું.

૯. ઉદારતા પૂર્વક પોતાની શક્તિ માફક પોતાથી જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે પરોપકારી તથા લોકોપયોગી કામો કરવાં.

૧૦ જેઓ વિદ્વાન, બુદ્ધિમાન ન્યાયને અનુસરતા સત્ય અને સુશીલમાં પ્રવૃતવા વાલા હોય તેવા માણસો ઉપર પ્રમોદ ભાવ રાખવો તથા તેમને સર્વ રીતની સહાય આપણા સાચાન્દીલથી કરવી જોઈયે.



## વિભાગ ૫ મો ( પ્રકરણ )

# ધાતુશોધન.

૧. ખાણમાહેથી ધાતુ શોધીકાઢવાનું બરાબર જોઈયે તેવું જ્ઞાન થવાસારૂ આ નીચે જણાવેલાં શાસ્ત્રની સારી માહિતી મેળવવી જોઇયે.

( ૧ ) (મીનરાલોજી) એટલે ખનિજ પદાર્થ વિદ્યા એમાં નવીન ધાતુ તથા ઉપધાતુની ખાણો માટીની પરીક્ષા. ખાણમાંથી ધાતુ શોધી કાઢવાની રીત તથા ધાતુની પરીક્ષા કરવાની સમજ બતાવી છે.

( ૨ ) (નેચરલફિલાસોફી) એટલે પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર એમાં પદાર્થના ધર્મ (ગુણ) અને તેનો ઉપયોગ તથા પરિણામ તેમજ પૃથ્વીની અંદર આકાર થર તથા ધાતુમય માટી પથ્થર રત્નના ખડ ખાર અને ગંધક ઈત્યાદિની પરીક્ષા તથા પૃથ્વી માહે પંચ તત્ત્વના યોગે જે અનેક ઉત્પાત થાય છે તેનાં કારણો બતાવ્યાં છે.

( ૩ ) (જ્યોમિટ્રી) એટલે ભૂમિતીશાસ્ત્ર.

( ૪ ) (મેકયાનિકસ) એટલે સિલ્પશાસ્ત્ર.

( ૫ ) (કેમિસ્ટ્રી) એટલે રસાયનશાસ્ત્ર શીખીને તેનો પ્રયોગ કરીને અનુભવ સિદ્ધ કરવું જોઇયે.

( ૬ ) મેટ્લરજી નામે ધાતુશોધન શાસ્ત્ર.

૨. ગુપ્તપણે ધાતુની ખાણો પૃથ્વીના ભાગમાં ઘણે ઠેકાણે છે એટલે બહુ કરીને પર્વત ઉપર નદીની અથવા ડુંગરની આસપાસ નદીના પ્રવાહથી અથવા ભૂમી કંપથી જમીન દુભાગ થએલી હોય ત્યાં યા વાયુના તોફાન થી વૃક્ષ ઉપડી ગએલાં હોય તેની નીચે એ વગેરે ઠેકાણે ધાતુની ખાણો જડી આવે છે.

૩ જ્યાં બળતા ભડકા અથવા ધરતીકંપ થાય છે ત્યાં ધાતુ ખચિત છે એમ માનવું.

૪ ઉપર જણાવેલાં શાસ્ત્ર વગેરેથી ધાતુજ્ઞાન જેને થયું હોય તેણે પ્રથમ ધાતુની ખાણ શોધી કાહાડવી પછી તે માટીમાંથી ધાતુ કેટલી નિકળશે અને તે કાહાડતાં ખર્ચ કેટલો થશે એનો પ્રથમ વિચાર કરવો.

૫ એ ઉપરથી જો ખર્ચ જતાં નફો ઠીક થશે એવું લાગે તો તે કામમાં પ્રવૃતવું કેમકે કેટલેક ઠેકાણે એવું હોય છે કે પ્રથમ એક થર ધાતુ મિશ્રિત માટીનો છતાં બીજો થર સાધારણ માટીનો યા. સુરમો કે પાષાણ અગર રેતીનો એવા થર હોય છે.

૬. જેને એની માહિતી છે તે માણસ બીજી માટી ન કાઢતાં યુક્તીથી ધાતુનીજ માટી કાઢી લે છે તેથી તેને ખર્ચ થોડુ થતાં વધારે ઉત્પન્ન થાય છે આ વાતનું તારતમ્ય નહી વિચારતાં ધાતુ કાઢવાનું કારખાનુ ચાલુ કરે તો તે કારખાનદાર કેટલિક વખત ખર્ચથી બુડે એવો સંભવ ધ્યાનમાં રાખવો.

# સુધારા દર્શક ભાગ ૨ જો.

## ( વિશેષ સૂચન વ ધર્મ નિર્ણયાદિ. )

## (૧) જૈન સુધારાની યોજના.

૧ જૈન કોમમાં સંસાર વ્યવહારનાં અને ધર્મનાં કાર્યો રૂડીરીતે ઉન્નતિ પામે એવી આ નીચેની કલમોમાં જણાવેલી યોજનાઓ જૈનઅગ્રેસર ધનાઢ્ય અને જૈનસુધારકોએ કરવી દુરસ્ત છે.

૨ એક મ્હોટી જૈનસાર્વજનિક ઑફીસ મુંબઈ યા અમદાવાદમાં અથવા સર્વાનુમતે પસંદ પડે એવી બીજી જગોએ સ્થાપવી અને તેનું નામ જૈન સાર્વજનિક હેડઑફીસ અથવા બીજું જે નામ યોગ્ય લાગે તે ઠરાવવું.

૩ સદરહુ હેડઑફીસમાં એવા લાયક માણસોની નિમનુક કરવી કે જેઓ બ્રિટીશ તથા દેશીરાજ્યોના કાયદા કાનૂન અને રીત રિવાજમાં તથા જૈનશાસ્ત્રમાં સારીપેઠે વાકફગાર અને તર્કવાદી બુદ્ધિમાન છતાં બહુ પ્રમાણિક હોય.

૪ એ હેડઑફીસની બીજી શાખાઓ જરૂર હોય એવે યોગ્ય યોગ્ય ઠેકાણે કાહાડવી અને હેડઑફીસથી જે જે નિયમો હુકમો સૂચનાઓ યા ઠરાવ વગેરે થાય તે તે શાખાઑફીસદ્વારા યા બીજીરીતે અમલમાં લાવવાને સર્વે જૈનલોકોએ બંધાવવું જોઇયે

૫ જૈનતીર્થો તથા જૈનગ્રંથોની ઉપર દેખરેખ રાખવા તથા તેની બીજી સર્વે વ્યવસ્થા દુરસ્તરીતે ચલાવવાને માટે એક ખરેખરો વિદ્વાન અનુભવી સ્ફૂરતીવાન ચાલાક તથા પ્રમાણિક હોય એવા મહાશયને જૈન તપાસણી સર કામદાર તરીકે નિમવો અને તેના તાબામાં જોઇયે તેટલા કલાકો અને બીજા નોકરો લાયક જોઇને રાખી આપવા અથવા રાખવાની તેમને સત્તા આપવી.

૬ જૈનતીર્થોનાં તથા બીજાં કોઇપણ શુભખાતાંઓની ઉપજ ખર્ચનો હિસાબ બરોબર દરસાલ છપાવીને બહાર પાડવો.

૭ જે તીર્થોમાં દરસાલ રૂપીયા પચ્ચીસ હજારથી વધારે ઉપજ ખર્ચનો આસરો થતો હોય એવા દરેક તીર્થસ્થાને એકેક મુખ્ય કામદાર તરીકે એવા લાયક માણસને નિમવો જોઈયે કે જે કાયદા કાનૂનમાં હુશિઆર તથા ધર્મિષ્ટ વ પ્રમાણિક હોય.

૮ એવા નિમેલા મુખ્ય કામદારને યોગ્ય અખત્યાર આપવો અને તે જગ્યાનો પગાર દર માસે રૂ ૧૦૦ થી કમી નહી જોઇયે.

૯ હિન્દુસ્થાનમાં જે જે ઠેકાણે જૈન પુસ્તકોનો સંગ્રહ હોય તે તમામની નોંધ અગત્યની સારી માહિતિપૂર્વક કરાવીને પ્રસિદ્ધ કરવી.

૧૦ જૈન તીર્થોમાં યા બીજાં જૈન શુભ ખાતાંઓમાં રોકડ યા બીજીરીતનો કોઈપણ અવેજ રસીદ આપ્યા વિના લેવામાં ન આવે એવો પક્કો બંદોબસ્ત કરવો. તથા તેનો તપાસ રાખવો.

૧૧ હિન્દુસ્થાનના જે જે ભાગમાં જૈનોની બહુ વસ્તી યા મ્હોટુ જૈનતીર્થહોય એવાં સ્થાનોમાં જ્યાં જ્યાં જ્યારે જ્યારે જૈન કૉનગ્રેસ (શ્રાવકોનો સમુદાય) તથા જૈન સાધુસમાજ ભરવાનું ઉચિત દેખાય ત્યાં ત્યાં તે તે અવસરે તે પ્રમાણે સમાજો ભરવાની જોઈયે તેવી ગોઠવણ કરવી અને તેમાં વિદ્વાનોને ખાસ આમંત્રણ કરવાં.

૧૨ એવી સમાજોમાં જેમ ઉચિત હોય તેમ સાર્વજનિક હિતકારક વ ઉપયોગી વિષયોની ચર્ચા ચલાવવી અને તર્ક વિતર્ક બારિક વિચાર તથા શોધન કરતાં શાણા માણસોની સલાહ પૂર્વક જે કાંઈ સારી યોજનાઓ બની શકે તે કરવી જોઈયે.

૧૩ સ્ત્રીઓના ગુણ કર્મ સ્વભાવ સુધારવાની કોશીશમાં દરેક શેહેર તથા મ્હોટાં મ્હોટાં ગામોમાં સ્ત્રીસમાજો સ્થાપવી અને તેમ કરવામાં સ્ત્રીઓને જોઈતી યોગ્ય મદદ તથા સારી સલાહ પુરૂષો તરફથી મળવી જોઈયે.

૧૪ જૈનલોકોમાં કેટલેક ઠેકાણે લગ્ન સંબંધી ચાલતી અનુચિત રૂઢી વ ગેરસમજ ભરેલી રીતિઓ અને ખરાબ ધોરણો ફેરવીને યા તે દૂર કરીને જોઈયે તેવો ઉત્તમ પ્રબંધ કરવો.

## ઉદાહરણ.

(ક) જૈનોમાં દશા ઓશવાલ દશાશ્રીમાલી અને દશાપોરવાડ એઓમાં અરસપરસ ભોજનનો પંક્તિ વ્યવહાર છે તેજ પ્રમાણે તેઓમાં કન્યાવ્યવહાર ગુજરાત દેશના પાટણ વગેરે ભાગમાં ચાલે છે તે યોગ્ય છે તે પૈકી કન્યા-વ્યવહારનો પ્રતિબંધ (અટકાવ) અમદાવાદ વડોદરા સૂરત તથા તેની આશપાશના ભાગમાં છે તે ગેરવ્યાજબી જાણીને દૂર કરતાં એવી છૂટ કરવી જોઈયે કે તેઓમાં અરસપરસ કન્યા વ્યવહાર થઈ શકે.

(ખ) ઉપર લખેલા ધોરણ પ્રમાણે વિશાઓશવાલ વિશાશ્રીમાળી અને વિશા પોરવાડ એઓમાં કન્યા વ્યવહારનો થતો અટકાવ દૂર કરીને તેઓમાં અરસપરસ કન્યા લેવા દેવાની છૂટ કરવી.

(ગ) ઉપલાં બેઉ ઉદાહરણો મળીને પેટા જ્ઞાતિના છ ભેદ થયા તેમાં સર્વત્ર અરસપરસ ભોજનનો પંક્તિ વ્યવહાર છે તો તે બધાઓમાં કન્યા વ્યવહાર થવો ઉચિત છે.

(ઘ) બહુધા લગ્નવિધી (ક્રિયા) રાતની વખતે કરવામાં આવે છે તે અનિષ્ટ રૂઢી ફેરવીને લગ્નક્રિયા સૂર્યોદય પેહેલાં દીવસની વખતે થવી એ વધારે સુગમ તથા સલામતી ભરેલુ છે.

(ઙ) લગ્ન નિમિતે રાત્રે વરઘોડા કાહાડવાનો રિવાજ અમદાવાદ શિવાય બીજા ઘણા ઠેકાણે ચાલે છે તે ફેરવીને અમદાવાદની માફક બીજે સર્વે ઠેકાણે દીવસની વખતે વરઘોડો કાઢવાનો ચાલ પ્રવર્ત્તાવવો (બહુ કરીને દીવસના બાર ઉપર ત્રણ વાગતાને સુમારે લગ્નનો વરઘોડો કાઢવો જોઈયે કે જેથી સાંજના ૬ વાગતાં સુધીમાં લગ્નક્રિયા સમાપ્ત થાય)

૧૫ જૈન લોકોમાં લગ્નની ક્રિયા જૈન સન્માર્ગી લાયક માણુસોની પાસે તથા ખાસ જૈન વિધી પ્રમાણે કરાવવી.

૧૬ જૈનોને તેમની જ્ઞાતીના અનિષ્ઠ બંધનોથી મુક્ત કરવા જુઓ વિભાગ ૧ ની કલમ ૩૯ મીની રકમ ૫ મી.

૧૭ જૈન લોકોમાં વારસા અને દત્તક વગેરેની તકરારોના ફેસલા હિન્દુલૉને ધોરણે ન થાય અને જૈનના ખાસ જુદા ધોરણ પ્રમાણે થાય એ હેતુ સાધક એક ધારો ઘણા શોધન વ તર્ક વિચાર પૂર્વક બહુ ડાહાપણ ભરેલી રીતે જૈન સાર્વજનિક સમ્મતિથી મુકરર કરવો અને જરૂર પડે તો તેમાં ફેરફાર કરવાની સત્તા જૈન લોકોના હસ્તકમાં રાખીને પછી મરજીમાં આવે તો તે સરકારમાં મંજુર કરાવવો.

૧૮ જૈનસર્વાનુ મતે પસંદ પડે એવી કોઇ એક પ્રખ્યાત સાનુકુલ જગ્યાએ મ્હોટી જૈનલાઇબ્રેરી સ્થાપવી અને તેમાં સઘળી જાતનાં ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ કરવો તથા તેમાં કાંઇપણુ ફી લિધા શિવાય મફત વાંચવાની અને લખવાની છૂટ સર્વે જૈનોને તથા બીજા લાયક જનોમે આપવી.

૧૯ ઉત્તમ ગ્રંથકારો તથા બીજા સારા લેખકોદ્વારા ઉપયોગી ઉત્તમ ગ્રંથો રચાવવા તથા જુના ઉત્તમ ગ્રંથોનાં ભાષાંતરો વગેરે કરાવવાં તથા બહુ બુદ્ધિમાન વિદ્વાન મહાશયો દ્વારા જૈનશાસ્ત્રનું મથન કરાવીને બહુ પ્રયત્નપૂર્વક તાત્પર્ય દર્શક મહાન ગ્રંથો થોડામાં બહુ અર્થબોધક તૈયાર કરાવવા અને તે સર્વે સગવડ પ્રમાણે છપાવી પ્રસિદ્ધ કરવા એવા ખાતાને જૈન જ્ઞાનોદ્ધાર નામ આપવું.

૨૦ જ્ઞાનદાન આહારદાન ઔષધદાન સ્થાનદાન અને અભયદાન એ પાંચપ્રકારની શુભશાળાઓ ઠેકઠેકાણે જોઇયેતેવી ગોઠવણુથી સ્થાપવી.

૨૧. સંસાર, વ્યવહાર તથા ધર્મ સંબંધી કેળવણીને અર્થે જરૂર પ્રમાણે જૈન પાઠશાળાઓ, બોરડિંગ સ્કૂલો તથા બની શકે તેમ જૈનકૅાલેજો સ્થાપવી અને તેમાં છોકરા તથા છોકરીઓને માટે એક બીજાથી દૂર હોય એવી જગ્યો નિયત કરવી.

૨૨. બાળકોને ભણાવવાની દરેક સ્કૂલમાં જોઈતાં પુસ્તકો બની શકે ત્યાં સુધી મફત અથવા ઓછી કિમ્મતે આપવાં અને તેમને માટે સ્કૂલફીની માફી કરવી યા અતી જૂજ ફી રાખવી.

૨૩. ધર્મની કેળવણીમાં જૈનશાસ્ત્રનો શીઘ્રબોધ થવા લાયક જોઇયે તેવું ધોરણ વર્તમાનમાં જણાતું નથી માટે તેવા ધોરણ તરીકે દરેક વિષયના અભ્યાસની શરૂઆતમાં તે વિષયબોધક લક્ષણો નિર્દોષ સ્પષ્ટીકરણ પૂર્વક શિખવવાની રીત ચલાવવી તથાં એને માટે સારા હુશિઆર પંડિતો નિમવા.

૨૪. કેળવણીના પ્રારંભથી તે આખર સુધી પ્રમાણિકપણાનુ શિક્ષણ ખરા પ્રમાણિક સત્યવાદિ મહાશયો દ્વારા જારી રાખવું જોઇયે.

૨૫. યાદ રહેવું જોઈયે કે દુનીયાંના સઘળા વ્યવહારમાં દરેક માણસે નિર્મળપણે અવિછિન પ્રમાણિકપણુ રાખવું એજ તેની પોતાની ઉન્નતિનો ખરો માર્ગ છે.

૨૬. કોઇપણુ માણુસ ગમે તેટલી વિદ્યા ભણ્યો હોય અને તેણે ગમે તેટલી બીજી કેળવણી યા હુન્નરકળા સંપાદન કરી હોય યા કુશળતા મેળવી હોય અથવા તે ગમે તેટલી ચાલાકી અગર બીજી સારીરીત ચલાવતા હોય તોપણુ જ્યાં સુધી તેમનામાં પ્રમાણિકપણું ન હોય ત્યાં સુધી તે માણુસ જોઇયે તેવા વિશ્વાસને તથા પ્રશંસાને પાત્ર નથી એ ખચિત જાણવું માટે હરેક કામમાં હરેક પ્રસંગે પ્રમાણિક-પણું જાળવી રાખવું એજ માનવ ધર્મનું ખરૂ સત્વ છે.

૨૭. પ્રમાણિકપણું એટલે પક્ષપાત રહિત સત્ય તથા ઉચિત હોય એવું વચન બોલવું, કોઇપણુ રીતે અસત્ય ભાષણ યા ખોટું લખાણ ન કરવું, દંભ અને છળ કપટથી હમેશાં દૂર રેહેવું, ન્યાયમાર્ગ ન છોડવો, કોઇપણ વસ્તુ અન્યાય માર્ગે યા અનીતિદ્વારા લેવી નહી, તેમ મેળવવી નહી, પરસ્ત્રીથી અયોગ્ય યા અનુચિત પ્રસંગ ન રાખવો, (એમાં સ્ત્રીએ પર પુરૂષનો પ્રસંગ વર્જવાનું સમાય છે) પ્રાણી (જીવ)ની હિંસા ન કરવી, જકાતમાલ ન છુપાવવો, રાજ્યનો જે કાયદો કે હુકમથી પોતાની ઉપર ગુન્હો આવી પડે એવું કોઇપણ કૃત્ય યા વર્જન (કસૂર) ન કરવી કોઈપણ જીવને શરીર મન આબરૂ અથવા મિલકતને નુકશાન ન થાય એવી વૃતી પૂર્વક સર્વે કામમાં પોતે મન વચન કાયથી બરોબર નિર્મળતા રાખવી ઈત્યાદિ સત્ય વ સદાચરણ સૂચક જે પ્રવૃતી નિવૃતી હોય તેનુ નામ પ્રમાણિકપણું જાણવું.

૨૮ જૈનશાસ્ત્રમાં બહુ દોષિત ગણેલા જુગાર જેવા ભાગમાં સમાતો સટ્ટાનો વ્યપાર જૈનોએ તદન વર્જવો જોઇયે.

૨૯. શ્વેતાંબરી તથા દિગમ્બરી એઓની દરમ્યાન જે મત ભેદ ચાલે છે તેનું ઘણા પ્રયત્ન પૂર્વક શોધન કરીને નયાનુવાદ પૂર્વક બુદ્ધિ વ ન્યાય યુક્તિ પ્રમાણથી થઇ શકે તેટલું મીલાન કરવું તથા પ્રિતિભાવથી સંપસહિત અરસપરસ એક બીજાનાં શાસ્ત્રોનો ઉપયોગ સ્વાધ્યાય વગેરે દ્વારા કરવો અને કોઇ પણ રીતે સુલેહ શાન્તિ પૂર્વક ધર્મ ચર્ચા વગેરે વડે બને તેટલો નિર્ણય કરવો.

૩૦. તેલ, ઘી, પાણી અને હિંગ એ વસ્તુઓમાં જેને ચામડા વગેરે અભક્ષ પદાર્થનો સદોષકારક સ્પર્શ થયો હોય તે વસ્તુઓ બનતાં સુધી વર્જવી.

૩૧. ચોપડા તથા બુકો વગેરેને ચામડાનાં પૂઠાં નહી લગાવતાં તેને બદલે કપડાનાં પૂઠાં વાપરવાં એ નિર્દોષ તથા ઓછા ખર્ચ-રૂપ ફાયદાકારક છે તેમજ સ્ત્રીઓને માટે હાથીદાંતના ચુડાને બદલે શ્રીફળના પૂટની ચુડીઓ યા બીજી બંગડિઓ વગેરે જે નિર્દોષ તથા ઉચિત હોય તે પેહેરવાના ઉપયોગમાં લેવી. આવો ચાલ પ્રવર્તાવવો જૈનોને વિશેષે કરીને ઘટિત છે.

૩૨. જૈનલોકોમાં જ્યારે નોકારસી યા સ્વામિવછલ અથવા સંઘ વગેરે સંજ્ઞાઓથી સ્વધર્મી માણસોને માટે સામાન્ય ધોરણુથી જમણ

કરવામાં આવે છે ત્યારે તેમાં કેટલેક ઠેકાણે દૂરાગ્રહ (વિક્ષેપ) ચાલે છે તે મુનાસબ નથી માટે એવો વિક્ષેપ દૂર કરીને નોકારસીના ધોરણનું જમણ કરવાને પ્રસંગે જૈનધર્મનું અવલંબન લેવાવાલા યાને પંચ પરમેષ્ટીને ઇષ્ટ માનવાવાલા તમામ લોકોને એકસંપથી જમણનુ આમંત્રણ કરવું જોઇયે.

૩૩. દેરાસરો (જૈનમંદિરો) તથા જૈન પાઠશાળાઓ વગેરેમાં જે માણસો રાખવામાં આવે તે જેમ બની શકે તેમ તે માણસના ગુણ કર્મ સ્વભાવની લાયકી જોઇને બહુધા જૈની પસંદ કરવા.

૩૪. જૈનોમાં ઉદ્યમશકય માણુસો નિરૂદ્યમીપણે દુઃખ ન પામે એને માટે જૈન ગ્રહસ્થોએ પોતપોતાના વહીવટમાં જે માણસો રાખવાના હોય તે તેની લાયકી જોઇને બહુકરીને જૈની. પસંદ કરવા.

૩૫. જૈન વિધવા સ્રીઓને ધર્મની કેળવણી સારી રીતે પમાડવાની વ્યવસ્થા કરવી કે જેથી તેઓ આડે માર્ગે ન વર્તે.

૩૬. જેને પૈસા વગેરેનું યોગ્ય સાધન નહોય એવા વિદ્યાર્થીઓને ભણાવવા અર્થે પુસ્તકો તથા સ્કૅાલરસિપો આપવાની વ્યવસ્થા કરવી.

૩૭. ધર્મશાસ્રાદિના વ્યાખ્યાનમાં સ્રીઓ અને પુરૂષોની બેઠકની ગોઠવણ એવી જોઇયે કે જેથી એક બીજા વર્ગની અરસપરસ દષ્ટી જન્ય દોષ ન લાગે એજ ધોરણ દેવદર્શનમાં જોઈયે.

૩૮. જૈનશાસ્રના અભ્યાસમાં વર્તમાન સ્થિતીને અનુસરીને નવીન પુસ્તકો યોજવાં તથા પ્રવર્તાવવાં અને તેવા અભ્યાસીઓની પરીક્ષા લેવાના નિયમો ઈનામની ગોઠવણપૂર્વક ઠરાવવા.

૩૯. નિર્દોષ તથા બહુ ફળદાયક જરૂરનાં ઉત્તમ કાર્યોમાં ધન ખર્ચ કરવા વગેરેની વાત એક બાજુ ઉપર મુકીને જે લોકો ધર્મની બેસમજથી બહુ ધામધૂમ પૂર્વક ફજુલ ખર્ચ કરતા હોય તેમને પોતિકા પૈસાનો સદુપયોગ આ પુસ્તકના પેહેલા વિભાગની કલમ ૪૬ માં લખ્યા પ્રમાણે કરવાને શિખવવું.

૪૦. સમસ્ત જૈન લોકોએ એક મત થઈને એક મ્હોટું ફંડ સુમારે પાંચ લાખ રૂપીયાની થાપણનું કરવું એને જૈન સાર્વજનિક સાધારણ ફંડ કેહેવું અને તેના વ્યાજમાંથી જૈન સાર્વજનિક હિતકારક તથા ઉન્નતિનાં કાર્યો કરવાં.

૪૧. મુંબઈ, અમદાવાદ, કલકતા અને બીજાં જૈનોની વિશેષ વસ્તીવાલાં શેહેરો અને તીર્થોમાં જ્ઞાન તથા ધર્મસંબંધી ઉપયોગી વસ્તુઓ સરસામાન વગેરે સારો ચોખ્ખો (નિર્મળ) થોડા ચોકસ નફાથી અને મુકરર ભાવથી લોકોને વેચાણ આપવાની ગોઠવણવાલી દુકાનો જૈન સાર્વજનિક ખાતાની કાહાડવી અને તેનો વધારો ઉપલી કલમ ૪૦ વાલા ફંડમાં દાખલ કરવો.

૪૨. તીર્થાદિનું જે સિલ્લક નાણું હોય તેમાંથી જરૂર હોય તેમ એવા શુભ કાર્યમાં વાપરવું કે જે કાર્ય જૈન સાર્વજનિક હિતકારક ઉચિત તથા જરૂરનું હોય યા જેથી ધર્મની ખરી ઉન્નતી થઇ શકે.

૪૩ જૈન તપાસણી સરકામદારની સમ્મતિ મેળવ્યા વિના કોઈ પણ નવું મંદીર થવું નહી જોઈયે કે જેથી આશાતનાનું કારણુ નબને.

# (૨) ધર્મશાસ્ત્રોનો સુધારો.

૪૪ દરેક મતવાલા પોતપોતિકા ધર્મને માનવાના પુરાવાદર્શક બહુ કરીને પોતાના મતનાં શાસ્ત્રનું અવલંબન લે છે અને તે મતાવલંબીઓ નાં મતાંતરો એકબીજાના શાસ્ત્રનું મીલાન કરવાથી સમજાય છે.

૪૫ દરેક મતમાં સ્વમતનું શાસ્ત્ર નિર્દોષ અને પરમતનું શાસ્ત્ર સદોષ એમ ઘણુંકરીને અરસપરસ મનાય છે તર્ક વિચાર બુદ્ધિ વ ન્યાય યુક્તિ પ્રમાણ તથા અનુભવથી પરીક્ષા કરવા જતાં તે શાસ્ત્રના ગ્રંથો માહેની ઘણી બાબતો સંદેહસૂચક થઈ પડે છે અને કેટલિક બાબતોમાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે અને વર્તમાનમાં બેદરકારીપણાને લિધે મ્હોટી તકરારી બાબતોનો યથાર્થ નિર્ણય કરવામાં આવતો નથી અને એ સંબંધે ઘણો આગ્રહ કરવો એ પણ દુરસ્ત લાગતો નથી કેમકે તેનું પરિણામ ફિસાદરૂપ થઈ પડવાનો સંભવ છે.

૪૬ માટે બેહેતર છે કે કોઇપણ શાસ્ત્ર જે મતનું હોય તે મતવાલાએ જે નિયમ તે શાસ્ત્ર માહેના શબ્દો તથા વાક્યોનો અર્થ કરવાના સાધનભૂત કર્યા હોય તે અથવા બીજો જે નિયમ સાધારણ રીતે સર્વેના ઉપયોગમાં લેવાતો હોય તે નિયમ પ્રમાણે અર્થની યોજના સૂક્ષ્મદષ્ટી વ તીક્ષ્ણ બુદ્ધિપૂર્વક સમજી લેવી જોઇયે તેમ કરવામાં જેનો અર્થ ગૂઢ હોવાને લિધે અથવા વિદ્વતાની ન્યૂનતાને લિધે યા કોઇ બીજા કારણથી ન સમજાય એવી બાબતો જણાય તેનો અનાદર કરવો નહી જોઈયે પણ તેને વધારે વિચાર અવલંબવા ઉપર રાખવી. હવે એ ઉપરાંત તે શાસ્ત્ર માહેની બીજી જે કોઇ બાબ તો યા તે શાસ્ત્ર અથવા તેમાનો કોઈપણ ભાગ જો વિષય વાક્યથી અથવા પૂર્વાપર સંબંધથી વિરૂદ્ધ થઇ પડે અને તે તદન અયોગ્ય છે એવી તેજ મતના ઘણા વિદ્વાનોની નિર્પક્ષપાતપણે ખાત્રી થાયતો તેમણે તે બાબતો યા તે શાસ્ત્ર અથવા તે ભાગ એક બાજુ ઉપર મુકવો યોગ્ય છે. એ પ્રમાણે અલગ પડેલા ભાગો તેમણે નિરૂપયોગીમાં ગણવા જોઈયે.

૪૭ ઉપલુ ધોરણ દરેક મતવાલા પોતપોતાના શાસ્ત્રના ખરા નિર્ણયને માટે કામે લગાડશે તો આશા છે કે ધર્મનાં તત્વો એકબીજા મતવાલાથી મૂળ મુદ્દાની વાતે ઘણે દરજ્જે મળતાં આવશે.

## (૩) ધર્મ (મત) નિર્ણય.

૪૮ માણુસોએ પ્રવૃતિ નિવૃતિના માર્ગદર્શક કર્તવ્ય અકર્તવ્ય રૂપ જે ધારણુ કરેલો મનનો સ્વતંત્ર અભિપ્રાય તેનું નામ ધર્મ (આત્મધર્મ સંબંધી મત) કેહેવાય છે.

૪૯ એવા ધર્મ (મત) સંબંધમાં માણુસની સમજની ફેરફારીથી યાને અજ્ઞાન યોગે કરીને યા ચાલતી કુળ પરંપરા વડે મતોની સંખ્યા ઘણી વધી પડેલી છે અને એવા ધર્મ સંબંધમાં કિંચિત અપવાદને બાદ કરતાં આખુ જગત મમતા ધરાવે છે તથા તે મમતાવડે માર્ગનું અતિક્રમણુ થતાં ખરો ધર્મ નાશ પામે છે અથવા સચવાતો નથી માટે તેમાં કયો મત શ્રેષ્ટ છે એનો નિર્ણય કરવો. એ દરેક વિવેકી માણુસનું ખરેખરૂ કર્તવ્ય છે.

૫૦ દરેક મતનો આધાર તે મતના અધ્યક્ષ (આપ્ત દેવ) તથા તે મતનાં શાસ્ત્ર ઉપર રહેલો છે માટે મતના નિર્ણય અર્થે એ વાત જરૂરની છે કે તેમતનાં શાસ્ત્ર તથા તે મતાધ્યક્ષની જોઇયે તેવી પૂરતી. પરીક્ષા કરવી અને જે મતાધ્યક્ષ તથા તેમનું ધર્મશાસ્ત્ર એ બેઉમાં આત્મધર્મનાં મૂળ તત્વો પૂર્ણ તથા નિર્દોષ હોય તે મત ગ્રહણ કરવો.

૫૧ રાગ દ્વેષ અને અજ્ઞાન એ ત્રણ મૂળદોષ માંહેનો કોઇપણ અંશ જેનામાં નહી હોય તથા તે સત્યાર્થ સર્વાંશ (પૂર્ણ) દયામય શુદ્ધાત્મ હોય એવા (મહા સત્યવાદિ) ધર્માધ્યક્ષને પૂર્ણ વ નિર્દોષ આપ્ત કહિયે.

૫૨ જે ધર્મ શાસ્ત્રમાં પૂર્ણ દયામય સત્યાર્થ પ્રકાશ હોય તથા તેમાં રાગદ્વેષ અજ્ઞાન અને અસત્ય રૂપી દોષનો કાંઈ પણ ભાગ સમાતો ન હોય તેમજ ન્યાય યુક્તિ પ્રમાણુ તર્ક વિચાર બુદ્ધિ અને અનુભવથી તે શાસ્ત્ર માહેના કોઇપણ વચનને બાધ ન લાગે તો તે શાસ્ત્રને પૂર્ણ તથા નિર્દોષ ધર્મશાસ્ત્ર કહિયે.

૫૩ યાદ રેહેવું જોઈયે કે માણુસે સમભાવપૂર્વક પ્રમાણિકપણુ હમેશાં કાયમ રાખવું તથા સ્વશક્તિ અનુસાર પરોપકાર કરવો એજ ધર્મનાં મૂળ તત્વો છે.

## (૪) શારીર રક્ષણ વિષે.

૫૪ શરીરની નિરોગતા એ પેહેલે દરજ્જે જરૂરની છે, પથ્ય આહાર અને પથ્ય વિહાર વડે નિરોગતા સચવાય છે એથી ઉલટ અપથ્ય આહાર અને અપથ્ય વિહાર વડે નિરોગતાનો ભંગ થઇ શરીરમાં સદોષતા (વ્યાધી) પેદા થાય છે.

૫૫ હવા પાણી અને ખોરાક એ આહારમાં ગણાય છે અને ચાલવું. હાલવું બોલવું કામકાજ કરવું. લખવુ વાંચવુ મનન કરવું તર્ક વિચાર અથવા બીજી કોઇપણ રીતનો પરિશ્રમ કરવો એ સર્વે વિહારમાં સમાય છે એ બેઉ પ્રકારો નિયમિત (જોઇયે તેમ) બરોબરરીતે સેવવાથી તન દુરસ્તી રહે છે માટે તેનું અતિક્રમણુ નહી કરવાનો ખ્યાલ રાખવો અને રાત્રે તથા અંધારામાં કાંઈપણુ ખાવુ પીવુ નહીં જોઈયે.

૫૬. નિરોગતા સૂચક એ છે કે મસ્તક થંડુ પેટ શાંત અને પગ યથોચિત ગર્મ જોઈએ.

## (૫) દેશી રાજ્યોમાં થતા ફજુલ ખર્ચ વિષે થોડો સુધારો.

૫૭ એ વાત જાહેર છે કે રાજ્યસ્થાનોમાં યોગ્ય યા અયોગ્ય જે કાંઈ ખર્ચ વગેરે થાય છે તેનો બોજો બહુધા પ્રજા ઉપર પડે છે ત્યારે રાજ્યસ્થાનમાં જો નિરર્થક ખર્ચ યાને મ્હોટી રકમનો ગેર ઉપયોગ કરવામાં ન આવતાં તે નિરર્થક ખર્ચ કરવા ધારેલી રકમ સાર્થકપણે વપરાય તો એ રાજા અને પ્રજા એ બેઉને હિતકારક છે.

### ઉદાહરણ.

નામદાર ઈન્ડિયા સરકાર જેવા કોઈ મ્હોટા હાકમ જ્યારે કોઈ મ્હોટા દેશી રાજ્યમાં ફરવા જાય છે ત્યારે તેમના માનની ખાતર તે દેશી રાજ્યાધિપતિ અતી ભારે ઠાઠથી લાખો રૂપીયા રોશની વગેરે બિનજરૂરી ધામધૂમ કરવામાં વા દારૂખાનું છોડવા વગેરેમાં એકદમ વાપરી દેછે તેમ કરવામાં તે નામદાર હાકમને અગર તે રાજ્યાધિપતિને તાત્પર્ય ભરેલો કાંઇ ફાયદો થતો હોય એમ સમજાતુ નથી ત્યારે એવી મ્હોટી લાખો રૂપીયાની રકમ કોઇ મ્હોટા પરોપકારી કાર્યમાં (સ્ત્રી કેળવણીની સારી યોજનામાં અથવા ન્હાના છોકરાઓને માટે બોરડિંગ સ્કૂલો સ્થાપન કરવામાં) તે નામદાર માન્યવંતા હાકમના નામથી યાદગિરી પૂર્વક તે સાથે રાજ્યાધિપતિનું નામ જોડીને લગાવવામાં આવેતો ચીરકાળ સુધી સારા ફળદાયક થઈ પડે એવી રીતે ધન ખર્ચ કરવાનો જે શ્રેષ્ટ માર્ગ તે તે ધનનો સદ્ઉપયોગ છે એમ સમજવું.

## (૬) દેશી રાજ્યસ્થાનો.

૫૮ હિન્દુસ્થાનમાં બ્રિટીશ રાજ્યના ખાલસા મુલુક શિવાય જે દેશી રાજ્યો છે તેમાં નેપાલ અને ભૂતાન એ સ્વતંત્ર છે અને બાકીનાં બ્રિટીશ રક્ષણમાં સુમારે ૬૯૦ દેશીસંસ્થાનો છે તેમાં મુખ્ય સંસ્થાનોની નોંધઃ

| ચાલુ નંબર. | રાજ્યસ્થાનનુ નામ. | વિસ્તાર ચૌરસ મૈલ. | સન ૧૮૯૧ની ગણુત્રી પ્રમાણે લોક સંખ્યા. | ઉત્પન્ન રૂપીઆ. |
|---|---|---|---|---|
| ૧ | હૈદરાબાદ | ૮૨૬૯૮ | ૧૧૫૩૭૦૪૦ | ૩૦૦૦૦૦૦૦ |
| ૨ | મ્હૈસુર | ૨૭૯૩૬ | ૪૯૪૩૬૦૪ | ૧૪૯૧૬૦૩૦ |
| ૩ | વડોદરા | ૮૨૨૬ | ૨૪૧૫૩૯૬ | ૧૩૩૫૦૯૦૦ |
| | **સેંટ્રલ ઇન્ડિયા એજન્સી.** | | | |
| ૪ | ગ્વાલિયર | ૨૯૧૦૦ | ૩૩૬૬૪૯૮ | ૧૩૭૭૯૦૦૦ |
| ૫ | ઈન્દુર | ૮૪૦૦ | ૧૦૯૪૧૫૦ | ૭૬૦૦૦૦૦ |
| ૬ | ભોપાલ | ૬૯૦૦ | ૯૫૨૪૮૬ | ૨૭૦૦૦૦૦ |
| ૭ | દેવાસ (૧) | ૩૦૦ | ૮૨૩૮૯ | ૩૨૫૦૦૦ |
| | (૨) | | ૬૯૬૮૪ | ૩૨૫૦૦૦ |
| ૮ | ધાર | ૧૭૫૦ | ૧૭૯૪૭૪ | ૮૦૦૦૦૦ |
| ૯ | જાવરા | ૬૦૦ | ૧૧૭૬૫૦ | ૯૬૦૦૦૦ |
| ૧૦ | રતલામ | ૭૨૯ | ૮૯૧૬૦ | ૧૩૦૦૦૦૦ |
| ૧૧ | ઉર્ચા | ૨૦૦૦ | ૩૩૩૦૨૦ | ૯૦૦૦૦૦ |
| ૧૨ | દતિયા | ૮૫૦ | ૧૮૬૪૪૦ | ૧૦૦૦૦૦૦ |
| ૧૩ | સંપથર | ૧૭૦ | ૪૦૫૪૧ | ૪૦૦૦૦૦ |
| ૧૪ | રેવા | ૧૧૩૩૦ | ૧૫૦૮૯૪૩ | ૧૩૦૦૦૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| | **રાજપુતાના.** | | | |
| ૧૫ | ઉદેપુર (મેવાડ) | ૧૨૮૬૧ | ૧૮૬૨૪૭૯ | ૨૫૯૬૩૦૦ |
| ૧૬ | ડુંગરપુર | ૧૪૪૦ | ૧૬૫૪૦૦ | ૧૭૬૪૦૦ |
| ૧૭ | વાંસવાડા | ૧૯૩૭ | ૨૧૨૨૬૯ | ૨૦૪૦૦૦ |
| ૧૮ | પ્રતાપગઢ | ૯૫૯ | ૮૭૯૭૫ | ૧૯૨૪૦૦ |
| ૧૯ | જયપુર | ૧૫૩૪૯ | ૨૮૩૨૨૭૬ | ૬૧૯૧૩૦૦ |
| ૨૦ | કિસનગઢ | ૮૭૪ | ૧૨૫૫૧૬ | ૩૪૫૯૦૦ |
| ૨૧ | જોધપુર (મારવાડ) | ૩૭૪૪૫ | ૨૫૨૧૭૨૭ | ૪૩૦૦૦૦૦ |
| ૨૨ | જેસલમેર | ૧૬૦૩૯ | ૧૧૫૭૦૧ | ૧૫૬૦૦૦ |
| ૨૩ | સીરોહી | ૧૯૬૬ | ૧૮૮૯૭૭ | ૨૫૮૦૦૦ |
| ૨૪ | બિકાનેર | ૨૩૦૯૦ | ૮૩૧૯૫૫ | ૧૯૯૭૭૦૦ |
| ૨૫ | બુંદી | ૨૨૨૫ | ૨૯૫૬૭૫ | ૬૮૧૯૦૦ |
| ૨૬ | ટોંક | ૧૪૧૫ | ૧૯૮૯૩૪ | ૧૫૩૯૦૦૦ |
| ૨૭ | શહાપુર | ૪૦૬ | ૬૩૬૪૬ | ૨૮૬૦૦૦ |
| ૨૮ | ભરતપુર | ૧૯૬૧ | ૬૪૦૩૦૩ | ૨૭૧૭૯૦૦ |
| ૨૯ | ધોલપુર | ૧૧૫૬ | ૨૭૯૮૯૦ | ૯૫૯૦૦૦ |
| ૩૦ | કિરૌલી | ૧૨૨૯ | ૧૫૬૫૮૭ | ૫૨૬૫૦૦ |
| ૩૧ | અલવર | ૩૦૫૧ | ૭૬૭૭૮૬ | ૨૮૨૦૨૦૦ |
| ૩૨ | કોટા | ૩૮૦૩ | ૫૨૬૨૬૭ | ૨૩૫૨૮૦૦ |
| ૩૩ | ઝાલ્લવાર | ૩૦૪૩ | ૩૪૩૬૦૧ | ૧૫૧૪૬૦ |
| | **પંઝાબ.** | | | |
| ૩૪ | પતિયાલા | ૫૯૫૧ | ૧૫૮૩૫૨૧ | ૫૭૮૧૩૦૦ |
| ૩૫ | ઝિંદ | ૧૨૬૮ | ૨૮૪૫૬૦ | ૬૧૧૦૦૦ |
| ૩૬ | નભા | ૯૩૬ | ૨૮૨૭૫૬ | ૭૦૦૦૦૦ |
| ૩૭ | કલશિયા | ૧૪૯ | ૬૮૬૩૩ | ૧૭૫૩૦૦ |
| ૩૮ | ફરીદ કોટ | ૬૪૩ | ૧૧૫૪૦ | ૩૦૦૦૦૦ |
| ૩૯ | મલેર કોટલા | ૧૬૨ | ૭૫૭૫૫ | ૩૧૪૦૦૦ |
| ૪૦ | કપુરથલા | ૫૯૮ | ૨૯૯૬૯૦ | ૧૨૦૦૦૦૦ |
| ૪૧ | ચંબા | ૩૧૨૬ | ૧૨૪૦૩૨ | ૩૫૦૦૦૦ |
| ૪૨ | મંદી | ૧૧૩૧ | ૧૬૬૯૨૩ | ૪૦૬૦૦૦ |
| ૪૩ | સુકેત | ૪૦૪ | ૫૨૪૦૩ | ૧૦૫૦૦૦ |
| ૪૪ | ભાવલપુર | ૧૭૨૮૫ | ૬૫૦૦૪૨ | ૧૬૦૦૦૦૦ |
| | **બંગાલ પ્રાંત.** | | | |
| ૪૫ | કુચવિહાર | ૧૩૦૭ | ૫૭૮૮૬૮ | ૧૩૩૭૫૦૦ |
| ૪૬ | ડોંગરી ટિપરા | ૪૦૮૬ | ૧૩૭૪૪૨ | ૩૧૨૫૦૦ |
| | **મધ્ય હિન્દુસ્થાન.** | | | |
| ૪૭ | ખૈરગડ | ૯૩૧ | ૧૮૧૧૮૪ | ૧૬૩૦૦૦ |
| ૪૮ | નાંદગાંવ | ૮૭૧ | ૧૮૩૮૬૬ | ૨૨૩૩૦૦ |
| ૪૯ | કલદેડી | ૩૭૪૫ | ૩૨૬૨૯૫ | ૧૨૨૫૦૦ |
| ૫૦ | બસ્તાર | ૧૩૦૬૨ | ૩૧૦૮૮૪ | ૧૬૮૩૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| | **મદ્રાસ ઈલાકો.** | | | |
| ૫૧ | ત્રાવણકોર | ૬૭૩૦ | ૨૫૫૭૭૩૬ | ૭૮૪૮૦૦૦ |
| ૫૨ | કોચીન | ૧૩૬૨ | ૭૨૨૯૦૬ | ૧૭૦૦૦૦૦ |
| ૫૩ | પુડુકોટા | ૧૧૦૧ | ૩૭૩૦૯૬ | ૭૦૦૦૦૦ |
| ૫૪ | બંગનપલ્લી | ૨૫૫ | ૩૫૪૯૬ | ૨૭૨૫૦૦ |
| ૫૫ | સોન્દુર | ૧૬૧ | ૧૧૩૮૮ | ૪૫૦૦૦ |
| | **મુંબઈ ઈલાકો.** | | | |
| ૫૬ | ખૈરપુર (સિંધ) | ૬૧૦૯ | ૧૩૧૯૩૭ | ૭૨૯૦૦૦ |
| ૫૭ | કચ્છ | ૬૫૦૦ | ૫૫૮૪૧૫ | ૧૮૦૪૦૦૦ |
| | **કાઠીઆવાડ.** | | | |
| ૫૮ | જુનાગઢ | ૩૨૮૦ | ૪૮૪૧૯૦ | ૨૪૦૦૦૦૦ |
| ૫૯ | ભાવનગર | ૨૮૬૦ | ૪૬૭૨૮૨ | ૩૫૦૦૦૦૦ |
| ૬૦ | નવાનગર | ૩૭૯૧ | ૩૭૯૬૧૧ | ૨૪૦૦૦૦૦ |
| ૬૧ | ધ્રાંગધ્રા | ૧૧૫૬ | ૧૦૩૭૫૪ | ૭૮૦૦૦૦ |
| ૬૨ | પોરબંદર | ૬૩૬ | ૮૫૭૮૫ | ૫૫૦૦૦૦ |
| ૬૩ | મોરબી | ૮૨૧ | ૧૦૫૩૩૫ | ૧૦૦૦૦૦૦ |
| ૬૪ | ગોંડલ | ૧૦૨૪ | ૧૬૧૦૩૬ | ૧૨૦૦૦૦૦ |
| ૬૫ | વાંકાનેર | ૪૧૪ | ૩૯૩૨૯ | ૨૩૧૦૦૦ |
| ૬૬ | પાલીતાણા | ૨૮૯ | ૬૦૮૪૮ | ૫૦૦૦૦૦ |
| ૬૭ | ધ્રોલ | ૨૮૩ | ૨૭૦૦૭ | ૧૫૦૦૦૦ |
| ૬૮ | લિંબડી | ૩૪૪ | ૪૮૧૭૬ | ૨૬૪૦૦૦ |
| ૬૯ | વઢવાણ | ૨૩૬ | ૪૨૪૩૮ | ૪૨૫૦૦૦ |
| ૭૦ | રાજકોટ | ૨૮૨ | ૪૯૯૩૮ | ૨૦૦૦૦૦ |
| ૭૧ | જાફરાબાદ | ૪૨ | ૧૨૩૮૯ | ૬૦૦૦૦ |
| | **પાલણપુર એજન્સી.** | | | |
| ૭૨ | પાલણપુર | ૩૧૭૭ | ૨૭૪૮૬૪ | ૬૦૦૦૦૦ |
| ૭૩ | રાધનપુર | ૧૧૫૦ | ૯૮૦૧૭ | ૫૦૦૦૦૦ |
| | **મહિકાંઠા એજન્સી.** | | | |
| ૭૪ | ઈડર | ૧૯૦૦ | ૩૦૨૧૩૪ | ૬૦૦૦૦૦ |
| | **રેવાકાંઠા એજન્સી.** | | | |
| ૭૫ | રાજપિંપલા (નાંદોદ) | ૧૫૧૪ | ૧૬૧૭૩૧ | ૭૭૪૦૦૦ |
| ૭૬ | છોટા ઉદેપુર | ૮૭૩ | ૯૩૬૩૭ | ૨૩૦૬૦૦ |
| ૭૭ | લુણાવાડા | ૩૮૮ | ૯૦૧૪૭ | ૨૩૫૦૦૦ |
| ૭૮ | વાડાસિનોર | ૧૮૯ | ૫૩૨૧૫ | ૧૩૯૬૦૦ |
| ૭૯ | બારીયા | ૮૧૩ | ૧૬૧૨૬૯ | ૨૭૧૦૦૦ |
| ૮૦ | સૂંથ | ૩૯૪ | ૭૪૨૭૫ | ૧૫૭૯૦૦ |
| ૮૧ | ખંભાત | ૩૫૦ | ૮૯૭૨૨ | ૬૪૫૦૦૦ |
| ૮૨ | સચીન } સુરત | ૪૨ | ૨૧૨૮૯ | ૨૦૦૦૦૦ |
| ૮૩ | વાંસદા } ,, | ૨૧૫ | ૪૧૩૭૩ | ૨૪૫૯૨૬ |
| ૮૪ | ધરમપુર } ,, | ૭૯૪ | ૧૨૦૪૯૮ | ૨૬૮૦૯૧ |
| ૮૫ | સુરગાણા (નાશિક) | ૩૬૦ | ૧૨૩૦૮ | ૧૩૩૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૮૬ | જવ્હાર (ઠાણા) | ૫૩૪ | ૫૨૮૩૧ | ૧૫૦૦૦૦ |
| ૮૭ | જંજીરા (કુલાબા) | ૩૨૪ | ૮૧૭૮૦ | ૪૭૦૫૦૦ |
| ૮૮ | સાવંતવાડી | ૯૨૬ | ૧૯૨૯૪૮ | ૪૨૦૦૦૦ |
| ૮૯ | ભોર (પુણે) | ૧૪૯૧ | ૧૫૫૬૬૯ | ૪૨૨૪૦૦ |
| ૯૦ | ઔંધ (સાતારા) | ૪૪૭ | ૬૫૧૪૬ | ૩૦૬૨૨૨ |
| ૯૧ | ફલટણ ,, | ૩૯૭ | ૬૬૩૮૩ | ૨૩૫૯૨૧ |
| ૯૨ | જથ (વિજાપુર) | ૯૭૯ | ૭૯૭૮૬ | ૧૬૭૦૦૦ |
| ૯૩ | અક્કલકોટ(સોલાપુર) | ૪૯૮ | ૭૫૭૭૪ | ૨૭૫૦૦૦ |
| ૯૪ | સાવનુર (ધારવાડ) | ૭૦ | ૧૬૯૭૬ | ૭૦૬૦૦ |
| ૯૫ | કોલ્હાપુર | ૨૮૧૬ | ૯૧૩૧૩૧ | ૩૩૦૬૦૦૦ |
| | **કોલ્હાપુરના પેટાનાં સંસ્થાનો.** | | | |
| ૯૬ | વિશાળગઢ | ૧૨૧ | ૧૩૨૪૭ | ૧૩૦૬૯૨ |
| ૯૭ | બાવડે | ૧૩૭ | ૪૩૭૭૦ | ૮૭૪૩૧ |
| ૯૮ | કાગલ | ૧૨૮ | ૫૩૨૭૨ | ૧૮૧૦૧૫ |
| ૯૯ | ,, ન્હાનીપાતી | ૧૮ | ૫૪૯૪૮ | ૩૪૭૫૦ |
| ૧૦૦ | ઈચલ કરંજી | ૨૦૭ | ૬૬૩૬૫ | ૨૦૯૨૫૬ |
| ૧૦૧ | કાપશી | ૩૫ | ૧૩૨૨૬ | ૪૪૯૭૬ |
| ૧૦૨ | તોરગલ | ૧૩૦ | ૧૩૩૫૯ | ૪૩૮૨૬ |
| ૧૦૩ | દતવાડ | ૫ | ૩૦૯૦ | ૧૮૫૯૦ |
| | **દક્ષિણ મહારાષ્ટ્રમાં જહાગિરી.** | | | |
| ૧૦૪ | સાંગલી | ૧૦૮૩ | ૨૩૮૯૪૫ | ૧૦૫૨૦૯૯ |
| ૧૦૫ | મિરજ | ૩૩૯ | ૮૮૩૪૩ | ૩૧૧૯૧૯ |
| ૧૦૬ | મિરજમલા | ૨૨૫ | ૩૫૪૮૭ | ૨૧૨૧૩૧ |
| ૧૦૭ | જમખિંડી | ૫૫૫ | ૧૦૨૧૬૨ | ૪૬૨૧૪૨ |
| ૧૦૮ | કુરૂંદવાડ થોરલીપાતી | ૧૭૪ | ૪૩૮૦૯ | ૧૩૧૪૫૦ |
| ૧૦૯ | ,, ધાકટીપાતી | ૧૩૪ | ૩૨૫૨૮ | ૧૩૦૮૨૧ |
| ૧૧૦ | રામદુર્ગ | ૧૬૯ | ૩૬૧૮૧ | ૧૫૧૮૧૩ |
| ૧૧૧ | મુધોલ | ૩૬૧ | ૬૧૮૧૫ | ૨૬૩૦૦૮ |

## (૭) હિન્દુસ્થાનની લોક સંખ્યા.

(૫૯) સન ૧૮૯૧ ની ગણત્રી પ્રમાણે આખા હિન્દુસ્થાનની કુલ વસ્તી (માણસો) અઠાવિસ ક્રોડ ને બાણુ લાખની અંદર છે તેની તારીજ ૨૮૯૧૮૭૪૩૧ કુલ જન સંખ્યા.

(૨૨૧૧૭૨૯૫૨) બ્રિટીશ રાજ્યમાં ખાલસા મુલુકની
(૬૬૦૫૦૪૭૯) દેશી રાજ્યોમાં.

૨૮૭૨૨૩૪૩૧ એની તપસીલ આ નીચે મુજબ.

| | |
|---|---|
| ૨૦૭૭૩૧૭૨૭ | હિન્દુ. |
| ૫૭૩૨૧૧૬૪ | મુસલમાન. |
| ૭૧૩૧૩૬૧ | બૌધ. |
| ૧૪૧૬૬૩૮ | જૈન. |
| ૮૯૯૦૪ | પારસી. |
| ૧૯૦૭૮૩૩ | સિખ. |
| ૨૨૮૪૩૮૦ | ઈસાઈ. |
| ૧૭૧૯૪ | યાહુદિ. |
| ૯૨૮૦૪૬૭ | જંગલી કોમ. |
| ૪૨૫૭૮ | અજ્ઞાત મત. |
| ૧૮૫ | મતવિનાના. |
| ૨૮૭૨૨૩૪૩૧ | |

૧૪૬૭૨૭૨૯૬ પુરૂષો.
૧૪૦૪૯૬૧૩૫ સ્ત્રીઓ.
૨૮૭૨૨૩૪૩૧

| | |
|---|---|
| ૮૪૦૦૦ | ફ્રેંચ વ પોર્તુગિજ તાબાની |
| ૧૧૨૦૦૦૦ | જંગલી પ્રાંતમાં. |
| ૧૯૬૪૦૦૦ | |

એકંદર ૨૮૯૧૮૭૪૩૧

## (૮) કદરદાની.

૬૦. સુજ્ઞ કદરદાનોને ઉચિત છે કે કોઈ પણ સારા વિષયવાલું પુસ્તક પોતાના જોવામાં આવતાં તે ઉપરથી જો એમ સમજાય કે પુસ્તકનો વિષય, તેની રચના, ઢબ અને ખૂબી એટલાં વાનાં સારાં તથા ગુણ જ્ઞાન દાયક ઉપયોગી છે તો તેવાં સારાં પુસ્તકોને યથોચિત ઉત્તેજન ભરેલી રીતે પોતાની કદરદાનીનો લાભ તેના કર્તાને આપવો. અર્થાત્ પોતાની શક્તિને અવલંબીને ઉદારતાપૂર્વક પુસ્તકના ગુણના પ્રમાણમાં તેની નકલો ખરીદ કરવી.

૬૧. છાપેલું તૈયાર ન હોય એવું સારા વિષયનુ ખૂબીભરેલું પુસ્તક બહાર પાડવાને સારૂ ગ્રાહક મેળવવા અર્થે કાઢેલી જાહેરાત કદરદાન ગ્રહસ્થના જોવામાં આવે તો તે પુસ્તકમાં આવવાની બાબતો સમજી લેતાં તે ગ્રંથકારનાં બીજાં પુસ્તકોની ખૂબી જોવી એ ઉપરથી અથવા ગ્રંથકારની વિદ્વતાદિ ગુણને અવલંબીને વિચારતાં નવું નીકળવાનુ પુસ્તક સારૂ થશે એમ લાગે તો ખસૂસ પોતાની શક્તિના પ્રમાણમાં ઉદારતાથી પુસ્તકને ઉત્તેજન યોગ્ય તેની નકલોની ખરીદી વડે આશ્રય આપવો એ તેમનું ભૂષણ સારાં પુસ્તકો બહાર પાડવા માટે ટેકા યોગ્ય તથા દેશ ઉન્નતિમાં સમાતી જરૂરનું છે અને વળી કદરદાન ગ્રાહકોની ધ્યાનમાં રેહેવું જોઈયે કે

(૧) સારાં પુસ્તકોમાં "ગ્રાહકે" જ્ઞાન પ્રકાશ હેતુથી પોતાના ખરચેલા ધનનો સદ્ઉપયોગ થાય છે.

(૨) ખરચેલા ધનના બદલામાં એવો માલ આવે છે કે જેનો લાભ હર વખત લઈ શકાય.

(૩) ઉત્તમ પુસ્તકોથી વિદ્યા જ્ઞાનપૂર્વક ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, સંબંધી ઉત્તરોત્તર એવો "ફાયદો" થઇ શકે કે જેની હદ બાંધી ન શકાય

# ધ્યાન દેવા યોગ્ય સૂચના.

આ નીચે સહી કરનાર કાનૂનીથી કાયદાઓ સંબંધી ફાયદો લેવાની તપસીલ.

૧ કોઇપણ દેશી રાજ્યમાં જરૂર યોગ્ય કાયદાના મસુદા દરબારની મરજીને અનુસરીને શોધન તથા બારિક વિચાર પૂર્વક સારીરીતે બનાવી આપવામાં આવશે.

૨ કોઇપણ માણસને જોઇતી કાયદાની સલાહ બ્રિટીશ તથા દેશી રાજ્યના કાયદાઓ વગેરેના આધારથી મળશે.

૩ કોઇપણ મુકરદમાના કાગળો વગેરે જોઇને જોઇતા વિચાર તથા શોધન પૂર્વક લાભાલાભ સૂચક તાત્પર્ય કાઢી આપવામાં આવશે.

૪ અપીલ તથા અરજી કાયદાઓ વગેરેના આધારથી ઘણી સારી ગોઠવણુથી ઘડી આપવામાં આવશે કે જેથી બહુધા અરજદારની યોગ્ય ઉમેદ બર આવી શકે.

૫ કાયદા પ્રમાણે ચાલી શકે એવા કામમાં અસીલની વતી વકીલાત તરીકે યોગ્ય કોર્ટમાં કામ કરવામાં આવશે.

૬ જે માણસને પોતાની મિલકતનું વિલ કરવાની ઇચ્છા હશે તેમના તરફથી મને સુચના મળેથી તે મિલકતનો જોઇયે તેવી રીતે સદુપયોગ થાય એવી સત્યાર્થ ધર્માનુકુલ રૂડી રીતિ નીતિ તથા બીજી ઉચિત સંભાળભરેલી સલાહ પૂર્વક કાયદા પ્રમાણે વિલનો મુસદો બનાવી આપવામાં આવશે.

૭ કોઈપણ મંડળી સમાજ કંપની જાતી તથા સ્વસ્થાન વગેરેને માટે જોઈતા નિયમો ગોઠવી આપવામાં આવશે.

યાદ રેહેવું જોઈયે કે મેહેનતાણાની ફી. નો ઠરાવ અવ્વલથી કરાવી લેવો ફાયદા કારક થશે, નહીતો ફી. લેવાનો જે નિયમ કાનૂન બોધક પુસ્તકમાં ઇસ્તિહાર દ્વારા પ્રસિદ્ધ કરેલો છે તેજ લાગુ પડશે.

નારાયણ હીરાચંદ કાનૂની (ધારાશાસ્ત્રી.)

---

# કાયદાનાં પ્રશ્નો કરવાની છૂટ.

પુસ્તક દ્વારા યા બીજી રીતે મ્હેં પ્રસિદ્ધ કરેલાં ન હોય એવાં તીક્ષ્ણ બુદ્ધિ ગમ્ય જે પ્રશ્નો ઇન્ડિયન પીનલકોડ સંબંધી કોઈપણ સમજુ માણસ મને પુછશે તો તેના જવાબો ફી. લિધા વિના આપવાને હું ખુશી છું. એ શિવાય બીજા પ્રશ્નો સંબંધી ફી. નો નિયમ લાગુ પડશે જે કે કાનૂન બોધકમાં જણાવેલો છે. (કાનૂની)

મુંબઈ ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

કાનૂની કૃત વેચવાનાં પુસ્તકો કિંમત કલદાર પોસ્ટખર્ચ જુદું

## (ક) હિન્દી ભાષા ઔર બાળબોધ લિપીકે. કિંમત.

| | | |
|---|---|---|
| ૧ | કાનૂન બોધક. | ૦—૮—૦ |
| ૨ | ધર્મતત્ત્વ ભાસ્કર યાને ધર્મકાનૂન. | ૦—૩—૦ |
| ૩ | નીતિબોધ આવૃત્તી દુસરી. | ૦—૧—૯ |
| ૪ | નીતિસ્વરૂપ. | ૦—૨—૬ |
| ૫ | સ્ત્રીશિક્ષણ શુદ્ધિ. | ૦—૧—૦ |

## (ખ) ગુજરાતી ભાષાનાં

| | | |
|---|---|---|
| ૬ | જ્ઞાનનો બગીચો બેઉ ભાગ મળીને. | ૧—૦—૦ |
| ૭ | ધર્મતત્ત્વ ભાસ્કર. | ૦—૬—૦ |
| ૮ | જૈન કાયદાનું બીજ તથા બ્રિટીશ કાયદાનું મથન | ૩—૦—૦ |
| ૯ | કાયદાબોધક પહેલું અંગ. | ૦—૧૦—૦ |
| ૧૦ | દિગપ્રદર્શન યાને ફોજદારી અપુર્વ જંત્રી. | ૦—૩—૦ |
| ૧૧ | નીતિબોધ. | ૦—૧—૦ |
| ૧૨ | જ્ઞાનચર્ચા જિજ્ઞાસા. | ૦—૧—૦ |
| ૧૩ | નીતિ વિજ્ઞાન. | ૦—૩—૦ |
| ૧૪ | નીતિ જ્ઞાનના અંકો. | ૧—૦—૦ |
| ૧૫ | જૈન લૉ સુચક હિન્દુ વારસા તત્ત્વાંશ સહ. | ૦—૨—૬ |
| ૧૬ | સુધારા દર્શક ભાગ ૧ | ૦—૪—૦ |

## (ગ) બહાર પાડવાના ગ્રંથો.

| | | |
|---|---|---|
| ૧૭ | સુધારા દર્શક ભાગ ૧ હિન્દિ ભાષામાં | ૦—૪—૦ |
| ૧૮ | કાયદા બોધક (મહાગ્રન્થ.) | ૫—૦—૦ |
| ૧૯ | હિન્દુ કાયદાનો તત્ત્વાર્થબોધ. | ૩—૪—૦ |
| ૨૦ | મોક્ષમાર્ગ મહાગ્રન્થ. | ૧૨—૦—૦ |

જે મેહેરબાનોએ સુધારાદર્શક નામના પુસ્તકની કૉપીઓ કદરદાની તુલ્ય અગાઉથી ખરીદ કરી ઉત્તેજન આપ્યું તેની નોંધ (ઉપકાર માનવા પૂર્વક.)

| | | |
|---|---|---|
| ૧૦૦ | શેઠ સુંદરદાસ ધર્મસિંહ. (કદરદાન) | મુંબઈ. |
| ૧૦૧ | શેઠ વીરચંદ દીપચંદ જે. પી. | ,, |
| ૧૦૦ | શેઠ તલકચંદ માણેકચંદ જે. પી. | ,, |
| ૧૦૦ | શેઠ દામજીભાઈ લખમીચંદ. (કદરદાન) | ,, |
| ૧૦૧ | શેઠ જવેરભાઈ હરજીવનદાસ. (કદરદાન) | ,, |
| ૧૦૧ | શેઠ ડાહ્યાભાઈ તાપીદાસ. | ,, |
| ૧૦૦ | શેઠ વસનજીભાઈ ત્રીકમજી મુલજી. | ,, |
| ૧૦૦ | શેઠ કિલાભાઈ નરસીદાસ. | ,, |
| ૧૦૧ | શેઠ ગગલચંદ હાથીભાઈ. | પુણા |
| ૧૦૧ | શેઠ નાનચંદ ભગવાન સુધારાના ખંતી. | ,, |
| ૧૦૧ | શેઠ દયારામ તારાચંદ (કદરદાન.) | ,, |